# પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર






ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સ્મારકફંડ ગ્રંથમાળા – પુ. ૧૧

# પં. ભગવાનલાલ ઇંદ્રજીનું જીવનચરિત્ર

શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક : જેઠાલાલ જીવણલાલ ગાંધી : આસિસ્ટન્ટ સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ
મુદ્રક : ચતુરભાઈ શનાભાઈ પટેલ : શ્રી મહેન્દ્ર મુદ્રણાલય, મામાની હવેલી, શાકબજાર, અમદાવાદ



આવૃત્તિ ૧ લી
પ્રત ૧૮૦૦

કીમત એક રૂપિયો

ઈ. સ. ૧૯૪૫
વિ. સં. ૨૦૦૧

## પ્રકરણ સૂચિ



* પુસ્તકમાં પ્રકરણ ૫ છપાયું છે તે સુધારી લેવું.

# સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સ્મારક ફંડનો

## ઉપોદ્‌ઘાત

**તા. ૧૩મી એપ્રિલ ૧૮૯૮ના** રોજ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સામાન્ય સભા મળી હતી, અને એમાં એવો ઠરાવ થયો હતો કે 'સ્વ. કવિ દલપતરામના સ્મારક માટે એક જાહેર ફંડ ઉઘાડવું, અને એ 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ. સ્મારક ફંડ' તરીકે સોસાયટીએ જુદું રાખવું. એનું વ્યાજ જૂનાં કાવ્યો સંશોધન કરી છાપવામાં તેમજ ગુજરાતી સાહિત્યના ગ્રંથો તૈયાર કરી છાપવામાં વાપરવું. એ ઠરાવના અન્વયે નીચેના ગ્રંથો તૈયાર કરી છાપવામાં આવ્યા છે:—

| નં. પુસ્તકનું નામ | કર્તા–સંપાદક | કીમત |
|---|---|---|
| ૧ સુભદ્રાહરણ | શ્રી. અંબાલાલ બુ. જાની | ૧–૦–૦ |
| ૨ પદ્યસંગ્રહ | શ્રી. હિમ્મતલાલ ગ. અંજારિયા | ૧–૦–૦ |
| ૩ નરસૈં મહેતાનું આખ્યાન | શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ | ૦–૮–૦ |
| ૪ પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય | દી. બા. કેશવલાલ હ. ધ્રુવ | ૧–૦–૦ |
| ૫ રત્નદાસ કૃત હરિશ્ચંદ્રાખ્યાન | ,, ,, | ૦–૮–૦ |
| ૬ ભીમકૃત હરિલીલા ષોડશકળા | શ્રી. અંબાલાલ બુ. જાની | ૦-૧૨-૦ |
| ૭ ,, ,, ઉત્તરાર્ધ–નોટ્સ | ,, ,, | ૦-૧૨-૦ |
| ૮ ,, ,, ઉપોદ્‌ઘાત | ,, ,, | ૦–૮–૦ |
| ૯ પ્રબોધપ્રકાશ | શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી | ૦–૮–૦ |
| ૧૦ ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી | ,, ,, | ૩–૦–૦ |
| ૧૧ પં. ભગવાનલાલ ઇંદ્રજીનું જીવનચરિત્ર | શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ૧–૦–૦ |

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
અમદાવાદ તા. ૨૪–૧૦–'૪૫

જેઠાલાલ જીવણલાલ ગાંધી
આસિ. સેક્રેટરી

# પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર

## પ્રસ્તાવના

**પં. ભગવાનલાલ** ઇન્દ્રજીના આ સંક્ષિપ્ત ચરિત્રની સાધનસામગ્રી વિશે બે શબ્દો અહીં લખવાના છે. ઈ. સ. ૧૮૮૮ ના ફેબ્રુઆરીમાં શ્રી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક[૧] અને રા. બ. ભીમભાઈ કિરપારામ વાલકેશ્વરમાં પંડિતજીને ઘેર એમને જોવા ગયા હતા. ત્યારે જ પંડિતજી થોડાં અઠવાડિયાંના મહેમાન છે તે એમણે જોઈ લીધું અને ત્યાંથી વળતાં પં. ભગવાનલાલના પુરાતત્ત્વીય જ્ઞાનનો વિશાળ ભંડાર એના દેહ સાથે નષ્ટ થવાના ભાવિનો બેયના મનમાં ખેદ થતો હતો; ત્યાં રા. બ. ભીમભાઈએ સૂચના કરી કે "બીજું તો કાંઈ ન બને પણ જો પંડિતજી આવી તબિયતમાં લખાવી શકે અને આપણામાંથી કોઈ લખી લે તો એમના અંગત જીવનનાં સ્મરણો નોંધી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ."

પં. ભગવાનલાલે આ સૂચના કબૂલ કરી અને "જો હું (ઝવેરીલાલ) વારંવાર આવું તો પોતાનાં સ્મરણો લખાવવાનું સ્વીકાર્યું." ઝવેરીલાલ લખે છે કે મેં "એ પ્રમાણે નોંધ લીધી. જો કે પંડિતજીની તબિયત વધારે બગડવાથી એ સંપૂર્ણ ન થઈ શકી." આ કાચી નોંધને વ્યવસ્થિત કરી, અને ડૉ. ભાઉદાજીનાં તથા પં. ભ. નાં છપાયેલાં લખાણોની મદદથી એને સંસ્કારી એ સ્મરણોનો ઝવેરીલાલે ઇ. સ. ૧૮૮૮ની ૨૧મી એ મળેલી મુંબઇની રૉ. એ. સોસાયટીની ઑાન વેસ્ટના પ્રમુખપદ નીચે મળેલી સભામાં નિબંધ વાંચ્યો, જે સોસાયટીના એ જ વર્ષના જર્નલમાં છપાયો છે.

ઝવેરીલાલનો આ સ્મરણનિબંધ[૨] એ પં. ભગવાનલાલના જીવન-

---

૧. શાકુંતલ નાટકના ભાષાંતરકાર તરીકે આ ઝવેરીલાલ ઉ. યાજ્ઞિક ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ છે.

૨. જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. માં છપાયેલ આ સ્મરણનિબંધનું છૂટું રિપ્રિન્ટ પણ બહાર પાડવામાં આવેલું. અને તેનું સારરૂપ ભાષાન્તર તા. ૨૭–૫–૮૮ ના "ગુજરાતી" ના અંકોમાં પ્રકટ થયું હતુ. એ છૂટું પણ છપાયું હતું.

ચરિત્રનું પ્રથમ અને મુખ્ય સાધન. (૨) ઝવેરીલાલનો નિબંધ વંચાયા પછી ડૉ. કોડ્રિંગ્ટનનો લંડનથી ૧૦મીનો લખેલો ભગવાનલાલ વિશે પત્ર એમને મળ્યો. અને એ પત્ર પણ જ. બૉ. બ્રે. રૉ. એ. સો. માં ઉપલા નિબંધ સાથે છપાયો. (૩) ડૉ. પીટર્સને ૧૮૮૮ના માર્ચની ૨૩ મીએ મુંબઈથી લખેલાં ભગવાનલાલનાં સ્મરણો 'એકેડેમી'માં છપાયેલાં, જે જ. બૉ. બ્રે. રૉ. સો.માં ઉપલા પત્ર પછી (પૃ. ૪૩ થી ૪૫ માં) છપાયાં છે. (૪) વળી ડૉ. બુહ્લરે વિયેનાથી પં. ભગવાનલાલનાં સ્મરણો લખી મોકલેલાં તે "ઇન્ડિયન એન્ટિકવેરી" ૧૮૮૮ના ઓક્ટોબર અંકમાં છપાયાં છે. ડૉ. બુહ્લરનાં આ સ્મરણોમાં એમનાં લખાણોના પૂરા ઉલ્લેખો સાથે ભગવાનલાલનાં જીવન વિશે સારી વિગતો આપી છે. (૫) પછી અનેક વર્ષો વહી ગયાં. ઈ. સ. ૧૯૧૦માં વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીએ પોરબંદરથી "વનસ્પતિશાસ્ત્ર" નામનો મોટો શાસ્ત્રીય ગ્રન્થ બહાર પાડ્યો; ત્યારે એમણે એમાં પોતાના ગુરુ પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું સંક્ષિપ્ત જીવન-ચરિત્ર પણ લખ્યું. આમાં ભગવાનલાલના વૈદ્યકજીવન વિશે બીજાઓએ ન આપેલી વિગતો આપી છે. પણ એ ચરિત્ર અતિ સંક્ષિપ્ત તો છે જ. જયકૃષ્ણ ઇન્દ્રજી[3] ભગવાનલાલ પાસે ઈ. સ. ૧૮૭૭થી ૧૮૮૬ સુધી, પોતે કહે છે તેમ શિષ્ય તરીકે અને છોકરા તરીકે રહ્યા હતા, એટલે તેઓ ઘણી વીગતો આપી શકત.[4] (૬) ઈ. સ. ૧૯૧૯–૨૦માં સ્વ. પ્રો. હરિલાલ

૩. ભગવાનલાલ અને જયકૃષ્ણ બેયના પિતાનું નામ ઇન્દ્રજી હોવાથી એ બે ભાઇઓ હોવાની ભ્રાન્તિ કેટલાકને થયેલી હોવાનું સાંભળ્યું છે તેથી ખુલાસો કરવાનો કે ભગવાનલાલ જૂનાગઢના પ્રશ્નોરા બ્રાહ્મણ હતા અને જયકૃષ્ણ ઇન્દ્રજી મૂળ કચ્છના ગિરનારા બ્રાહ્મણ હતા.

૪. ઈ. સ. ૧૯૧૭ માં પં. ભગવાનલાલનાં વિગતવાર સ્મરણો લખવાની મેં પૂજ્ય જયકૃષ્ણભાઇને વિનતિ કરેલી. પણ તેઓ ત્યારે વૃદ્ધ થઈ ગયા હતા અને લખી ન શક્યા. પછી ૧૯૧૯–૨૦માં બેવાર હું એમની પાસે વનસ્પતિ જોવા રહ્યો હતો. એ વખતે મને એમણે ભ. નાં નાશિકના લેખોવાળાં પુસ્તકની એક નકલ જ્યારે ભેટ આપી ત્યારે અમે એ સદ્ગત પૂજ્ય વિદ્વાનનું સ્મરણ કર્યું હતું. પણ

માધવજી ભટ્ટ જૂનાગઢમાં હતા. ત્યારે એમણે ખાસ પરિશ્રમ કરીને ભગવાનલાલના રિપોર્ટોવાળા "સૌરાષ્ટ્રદર્પણ"ના જૂના અંકો તથા એમના કેટલાક પત્રો મેળવ્યા અને એમાંથી જેટલું છપાવવા જેવું લાગ્યું તેટલું એમણે "પુરાતત્ત્વ" વર્ષ ૧, ૨ ના અંકોમાં પ્રકટ કર્યું. છેવટ ઈ. સ. ૧૯૩૯ માં ભગવાનલાલ શતાબ્દી ઊજવવામાં આવી અને એ નિમિત્તે ભગવાનલાલ વિશે જુદાં જુદાં સામયિકોમાં કેટલાંક લખાણો પ્રકટ થયાં. આમાં મોટેભાગે પહેલાં કહેલી સામગ્રીનો જ ઉપયોગ થયો છે. પણ નીચેનાં બેમાં મને વિશેષ વિગતનો લાભ મળ્યો છે. (૭) એક તો ફાર્બસ સભા ત્રૈમાસિકમાં રા. રા. મુહમ્મદ ઉમ્મર કોકિલનું ભગવાનલાલ વિશેનું વ્યાખ્યાન છપાયું છે, જેમાં ભાઇ કોકિલે ઉપર કહેલાં સર્વ સાધનોનો લાભ લઈને ચરિત્રને બને તેટલું સંપૂર્ણ કરવાનો યત્ન કર્યો છે, એટલું જ નહિ પણ ઇ. એ. વગેરેમાં છપાયેલાં ભગવાનલાલનાં લખાણોની ઝવેરીલાલે આપેલી યાદીમાં કયા વર્ષમાં કયા અંકમાં છપાયેલ તે નહોતું તે મહેનતથી મેળવીને પૂરી યાદી આપી છે. અને એમના શ્રમનો મને લાભ મળ્યો છે. (૮) બીજું જૂનાગઢની આર્કિયોલૉજિકલ સોસાયટીએ ભગવાનલાલ ઇન્દ્રજી નંબર કાઢયો તેમાં ભગવાનલાલના ગિરિજાશંકર શામળજી ઉપરના ૧૯ પત્રો અને ભગવાનલાલનાં પત્નીનો એમના પિતા ઉપરનો એક લાંબો પત્ર એ પહેલાં અનુપલબ્ધ સાધન[૫] છપાયેલ છે. (૯) ભગવાનલાલે પોતાની મુસાફરીઓમાંથી જેમ ડૉ. ભાઉદાજીને અને જૂનાગઢ સરકારને પત્રો લખેલા તેમ જ શેઠ કરસનદાસ વલ્લભદાસ

---

એ વખતે આ જીવનચરિત્ર મારે હાથે લખાવાની મને કલ્પના જ નહોતી અને મારે કબૂલ કરવું જોઇએ કે હું પ્રમાદમાં રહ્યો, નહિ તો પૂછી પૂછીને સ્મરણો કઢાવી મેં લખી લીધાં હોત.

૫. ભગવાનલાલના આ પત્રો એ વિદ્વાનની પત્નીના કાકાના દીકરાભાઈ ગિરિજાશંકર શામળજીના પુત્ર વૈદ્યરાજ કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર પાસેથી તેના પુત્ર ચિ. ભાઈ ડૉલર કૃષ્ણપ્રસાદ એમ. એ. મારફત જૂનાગઢના પ્રો. શંકરલાલ શાસ્ત્રીએ મેળવેલા. મેં એ છપાયેલા પત્રોનો ઉપયોગ કર્યો છે. જો કે ભગવાનલાલનાં પત્નીનો તો એના હાથનો લખેલો મૂળ પત્ર ચિ. ભાઈ ડૉલર પાસેથી મેળવી છપાયેલ નકલ સાથે સરખાવીને વાપર્યો છે.

જેને છેવટ પોતાના વિલના એક્ઝિક્યુટર નીમ્યા હતા તેઓને લખેલા આ પત્રો મળ્યા હોત તો એમના પ્રવાસોની ઘણી વિગતો મળી આવત. વળી ભગવાનલાલ ઉપર આવેલા યુરોપીય મિત્રોના પત્રો સારી સંખ્યામાં હોવા જોઈએ. એ પત્રો પણ એમના વિલના એક્ઝિક્યુટરને સોંપાયા હશે. પણ એ કશાનો પત્તો નથી લાગતો. વળી બુહલર અને જયકૃષ્ણ ઇન્દ્રજી કહે છે તેમ એમના હાથે લખાયેલી ચોવીશ જેટલી ગુજરાતી નોંધપોથીઓ હતી, જે એમનાં મુદ્રિત પુસ્તકો સાથે નેટિવ જનરલ લાયબ્રેરીને સોંપાઈ હશે એમ જ. ઈ. ધારે છે. એ ૨૪માંથી ચાર ફોર્બસ ગુજરાતી સભા પાસે કોઈક રીતે આવી છે.[૬] અને એક અજન્તાની છેક ઈ. સ. ૧૮૬૨ ની નોંધપોથી એ વખતના સંસ્કૃત-પુસ્તકપ્રેમી બુકસેલર જયેષ્ઠારામ મુકુન્દજી પાસે, ત્યાંથી શ્રી. તનસુખરામ મ० ત્રિપાઠી પાસે અને એમની પાસેથી મારી પાસે આવેલી.[૭] અજન્તા સિવાયની નોંધપોથીઓમાં ઘણાં પાનાં તો કોરાં છે. પણ કેટલાંકમાં ભગવાનલાલે કરેલી પ્રવાસોની તથા બીજી નોંધો તેમજ ઉતારેલા લેખોની નકલો પણ છે.[૮] આ નોંધપોથીઓનો મેં યથાસંભવ ઉપયોગ કર્યો છે.

આ બધી મદદ માટે ફો. ગુ. સ. નો તથા પૂર્વલેખકોનો હું ઉપકૃત છું.

ઉપર નોંધેલાં અપૂર્ણ સાધનોમાંથી જે માહિતી મળી તે અહીં સંગ્રહવામાં દૃષ્ટિ પ્રશસ્તિની નહિ પણ ચરિત્રના યથાર્થ નિરૂપણની રાખવાનો પ્રયાસ કર્યો છે. જો કે કદ ધાર્યા કરતાં થોડું વધી ગયું છે છતાં ગુ. વ. સો. એ જાહેર કરેલી કદની મર્યાદા તરફ નજર રાખીને તથા સામાન્ય વાંચનારને એમાં ભાગ્યે જ રસ આવે એવું માનીને ભગવાનલાલનાં લખાણોમાંથી સવિસ્તર ઉતારા કરવાનો લોભ નથી રાખ્યો.

---

૬. જુઓ શ્રી ફો. ગુ. સ. નાં હસ્તલિખિત પુસ્તકોની નામાવલિ પૃ. ૩૨૫ અં. ૪૭, ૫-૬-૭-૮

૭. બે વર્ષ ઉપર મેં મારી પાસેની નોંધપોથી ફો. ગુ. સ.ને આપી દીધી છે.

૮. ભગવાનલાલની નોંધોમાંથી કોઈક મારા મતે પ્રકટ કરવા યોગ્ય છે.

ભગવાનલાલ ઇન્દ્રજીનાં છપાયેલાં લખાણોની પ્રાપ્ય યાદી નીચે આપી છે.

તા. ૨૯ ઑગસ્ટ ૧૯૪૧ દુર્ગાશંકર કે. શાસ્ત્રી

## પં. ભગવાનલાલ ઇન્દ્રજીનાં લખાણોની યાદી

[ પં. ભગવાનલાલના અવસાન પછી તરતમાં 'એકડેમી'માં લખેલાં સ્મરણોમાં પીટર્સને નોંધ્યું હતું કે "પંડિતના શેઠ અને મિત્ર ડૉ. ભાઉ-દાજીના તથા પં. ભગવાનલાલના પોતાના બધા છપાયેલા લેખોનું એક પુસ્તક અમે, ગમે તેમ પણ, પ્રકટ કરી શકીશું એવી હું આશા રાખું છું. હું જાણું છું કે ભગવાનલાલે આવું સ્મારક જ ઇચ્છયું હોત." પીટર્સન-ની આ આશા ફળી નહિ. પં. ના સ્મારક માટે સારી રકમ થશે અને એમાંથી આ પુસ્તક છપાશે એમ પીટર્સને ધાર્યું હશે.[1] પણ એ ન બન્યું. પછી પં. ની શતાબ્દી પ્રસંગે એમનાં લખાણો બધાં કે અમુક ફરી છપાવ-વાનો વિચાર થયેલો પણ તેયે કાર્યમાં ન પરિણમ્યો. ]

JOURNAL B. B. R. A. S. માં છપાયેલાં.

1 Gadhia Coins of Gujarat and Malwa Vol. XII P. 325
2 Revised Facsimile, Transcript and Translation of Inscription. Vol. XII P. 329
3 On Ancient Nagari Numeration from an inscription at Nanaghat. Vol. XII P. 404.
4 A New Andhrabhritya King from a Kanheri Cave Inscription. Vol. XII P. 407
5 Copper-plate of the Silahara Dynasty. Vol. XIII P. 1.

---

૧. પં. ના સ્મારક માટે મળેલી જાહેરસભામાં પીટર્સને પં. નાં અપ્રસિદ્ધ લખાણો છાપવાના ખર્ચ માટે જોઈતાં નાણાં ઊભાં કરી તે રીતે પં. ની યાદ-ગીરી રાખવા વિજયશંકર ગૌરીશંકરે ગોઠવણ કરી છે એમ કહ્યું હતું, પણ એ કાર્ય થયું નથી લાગતું.

6 Coins of the Andhrabhritya Kings of Southern India. Vol. XIII P. 503
7 Antiquarian Remains at Sopara and Padana Vol. XV P. 273
8 A new Copper-plate Grant of the Chalukya Dynasty found at Navsari. Vol. XVI P. 1.
9 A Copper-plate grant of the Rashtrakuta Dynasty. Vol. XVI P. 88, 105
10 A Copper-plate grant of the Traikutaka King Dahrasena. Vol. XVI P. 346
11 Transcript and Translation of the Bhitari Lat Inscription. Vol. XVI P. 349
12 An Inscription of King Asokawalla. Vol. XVI P. 351

INDIAN ANTIQUARY માં છપાયેલાં

13 Ancient Nagari Numerals, with a note by Dr. Buhler. Vol. VI P. 42
14 The Inscription of Rudradaman at Jnnaghadba. Vol. VI P. 257
15 The Shaiva Parikrama. Vol. IX P. 144
16 Inscription from Nepal. Val. IX P. 163
17 Inscription from Kam of Kamvan. Vol. X P. 125
18 Inscriptions of Asoka. Vol. X. P. 106
19 The Kahaum Inscription of Skandagupta X P. 125
20 An Inscription at Gaya, Dated in the year

1813 of Buddha-Nirvan, with two others of the same period. Vol. X P. 341

21 A Bectro-Pali Inscription of Silahar. Vol. XI

22 A New Yadav Dynasty. Vol. XII 119

23 A New Gujarat Copper-plate Grant. Vol.XIII P. 70

24 Some Considerations on the History of Nepal edited by Dr. Buhler. Vol. XIII P. 411

25 International Congress of Orientalists held at Leyden 1883-The Hathigumpha and three other Inscriptions in the Udayagiri Caves

26 I. C O. Viena 1887-Two New Chalukya Inscriptions.

BOMBAY GAZETEER માં

27 Early History of Gujarat. (Vol. I Part I)

28 Thana Places of Interest. (Vol. XIV)

29 Early History of Thana. Bombay Gazeteer Vol. XIII

(આમાં મૌલિક વસ્તુ ભગવાનલાલને આભારી છે એમ કેમ્પબેલ કહે છે)

30 Pandu Lena Caves, Nasik in B. G. Vol. XVI.

31 Archaeological Survey of Western India. Vol. IV.

32 Western Kshatraps. J. R. A. S. 1890

33 Mathura Lion-Piller Inscription. J. R. A. S. 1894.

**નોંધ**—આ ઉપરાંત આ સ. વે. ઇ. ના કોઇ ગ્રન્થોમાં તથા મું. ગે. ના કોઇ ગ્રન્થમાં પં. ભગવાનલાલે ઉત્કીર્ણ લેખો સંબંધી કાર્યમાં કેટલીક મદદ કરી હોવાનો સંભવ છે.

## શુદ્ધિપત્રક

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૬ | ૧૬૨૯ | ૧૬૯૨ |
| ૫ | ટિ. ૧૭, ૨ | અહિચ્છત્રાકલ્પ | અહિચ્છત્રાકલ્પ. |
| ,, | ટિ. ૧૭, ૩ | હવાલો. | હવાલો |
| ૧૬ | ૧૦ | વથારે | વધારે |
| ૧૮ | ૨૦ | આવ્યું | આપ્યું |
| ૨૦ | ૧ | સ્કન્દગુપ્ત | સ્કન્દગુપ્ત |
| ૨૩ | ૧૬ | પ્રેફિટસ | પ્રેક્ટિસ |
| ૩૨ | ૧૬ | ,, | ,, |
| ૩૮ | ટિ. ૪, ૧ | સૌરાટ્ર | સૌરાષ્ટ્ર |
| ૫૫ | ૧૭ | ભીછાખોરી | ભીંછાખોરી |
| ,, | ૨૨ | ઉચી | ઊંચી |
| ૬૧ | ૬ | પહોચ્યા | પહોંચ્યા |
| ,, | ૧૬ | બરાબરની | બારાબારની |
| ૬૩ | ૮ | હતો. | હતો [૪] |
| ૬૫ | ટિ. ૧૦, ૨ | સ્મુરણો | સ્મરણો |
| ૬૬ | ૨૧ | અઢી | સાડાત્રણ |
| ૬૮ | ટિ. ૧૮, ૨ | કોડ્રિગ્ટન | કોડ્રિંગ્ટન |
| ૭૧ | ટિ. ૨૧, ૧ | ૧૯૭૪ | ૧૮૭૪ |
| ૭૨ | ૩ | હોય."૨ | હોય "૨૫ |
| ૭૫ | ટિ. ૩૨, ૩ | સિક્કાઓા | સિક્કાઓ |
| ૭૭ | ૨૩ | હતું હતું; | હતું ખરું; |
| ૭૮ | ૧૯ | ત્રટિત | ત્રુટિત |
| ૭૯ | ૧૩ | હયાતી | હયાતી[૪૯] |
| ૯૬ | ૨ | હતી | હતી[૯] |
| ૯૬ | ૩ | દવેને[૯] | દવેને[૧૦] |
| ૧૦૩ | ટિ. ૯૧, ૧ | જયકૃષ્ણુભાઇ | જયકૃષ્ણભાઇ |

## અનુપૂર્તિ

પૃ. ૮૦ છેલ્લી પંક્તિમાં જેકસન ઈશ્વરદત્તની સ્થાપનાવાળી કલ્પના નથી સ્વીકારતા એમ લખ્યું છે. ત્યાં ઉમેરવાનું કે "પણ આટલાં વર્ષો પછી શ્રી. મીરાંશી સ્વીકારે છે." (જુઓ એ ભાં. ઓ. રી. ઈ. ગ્ર. ૨૫ ભા. ૪ પૃ. ૧૬૪)

# વંશવૃક્ષ

- ૧ બાબા ( પારાશર ગોત્રી )
  - ૨ કીકા
    - ૩ માધવજી
      - ૪ હરજી (પોરબંદર)
        - ૫ આ મારામ
          - ૬ રત્નેશ્વર ( સં. ૧૮૦૩ માં પોરબંદરમાં પુસ્તક લખ્યું છે)
            - ૭ મોઠા ભટ્ટ (સં. ૧૭૮૭માં જન્મ)
              - (ચાલુ પાછળ)
      - હરિ
        - વાસુદેવ
          - નાગેશ્વર
            - રૂગનાથ
              - વૈજનાથ (મોરબી)
                - હરિરામ
                  - દલપતરામ
                    - પ્રભાશંકર (જન્મ સં. ૧૯૧૮)
                      - અનંતરાય
                        - મહેશ
                      - બટુક
                        - શશિકાન્ત
                        - જયકાન્ત
                        - ઉષાકાન્ત
                    - વિદ્યાશંકર
                      - નરસિંહ
                      - વિનોદ
                        - સુમન
                  - કાનજી
                    - શંકરપ્રસાદ
                    - વજેશંકર
                      - મુકુન્દ
                      - વસુકુમાર
                    - ચંપકરાય
                      - ઇન્દુ
                      - શરદ
                      - ચાંદો
                  - કેશવલાલ (જન્મ સં. ૧૯૦૭)
          - રામદેવ (જામનગર)
            - નારણજી
              - નાનો ભટ્ટ
                - ગોવિંદરામ
                  - જીવનરામ
                    - ચંદ્રશંકર
                    - ઉમાશંકર
                      - પ્રવીણ
                        - ઉષાકાંત
                        - અરવિંદ
                        - ચંદ્રકાંત
                - જેઠા
                  - પ્રભાશંકર
                  - શંકરલાલ
                  - પ્રાણશંકર
                    - ઇચ્છાશંકર
                      - ભીખાભાઈ
                        - બાવો
                      - મુકુંદ
                        - સુરેશ
                      - મહાસુખ
                        - પ્રકાશ
                      - યશવંત
                  - લક્ષ્મીશંકર
              - શિવશંકર
              - નથુ ભટ્ટ
                - ગોકળ ભટ્ટ
                  - પ્રેમશંકર (જન્મ સં. ૧૮૮૮)
                    - પ્રાણશંકર
                      - અમૃતલાલ
                        - ગુણાઢ્ય
                          - રસેશ
                      - ગણપત

# 'પં. ભગવાનલાલ ઇન્દ્રજી'

## ૧. અહિચ્છત્ર જ્ઞાતિ

**પં. ભગવાનલાલ** ઇન્દ્રજી, કાઠિયાવાડ, ગુજરાત અને રાજપૂતાનામાં જે જ્ઞાતિની અઢી હજારને આશરે વસ્તી છે તે અહિચ્છત્ર ઉર્ફે પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાં જન્મ્યા હતા. આ જ્ઞાતિ છ નાગર જ્ઞાતિઓમાંની એક ગણાય છે. અને મૂળ એક નાગર જ્ઞાતિના બ્રાહ્મણોને ઈ. સ. ૧૧ મા શતકમાં ચોહાણ રાજા વીશલદેવે[1] વીશલનગર વગેરે ગામો દાનમાં આપ્યાં ત્યારથી વડનગરા, વીશનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, વગેરે નાગર જ્ઞાતિઓ જુદી પડી એવો કેટલાક વિદ્વાનોનો મત છે. પણ આ મતને શ્રુતપરંપરાથી વિશેષ આધાર નથી. વળી વડનગર, વીશનગર વગેરે નામનાં ગામો મળે છે ત્યારે પ્રશ્નોરા નામનું મૂળ કહી શકાય એવા કોઈ નામનો પત્તો લાગતો નથી. પણ ગુજરાતના સોલંકી રાજા ભીમદેવના સં. ૯૩ (ઘણું કરી વિ. સં. ૧૦૯૩)ના એક તામ્રપત્રમાં પ્રસન્નપુરસ્થાનમાંથી નીકળેલા વત્સગોત્રના દામોદરના પુત્ર ગોવિંદને દાન આપવામાં આવ્યું છે.[2] આ

૧. આ સંવતની બાબતમાં યે મતભેદ છે. 'મારી હકીકત' (પૃ. ૫) માં કવિ નર્મદાશંકરે સંવત્ ૯૩૬ માં વીશલદેવે વીશલનગર વસાવ્યું એમ આધાર ટાંકયા વગર લખ્યું છે. વીશલદેવ રાજા કયો એ વિશે પણ મતભેદ છે. ગુજરાતનો વીશલદેવ વાઘેલો (સં. ૧૨૯૪ થી ૧૩૧૮) એવી માન્યતા પહેલાં હતી (જુઓ મણિલાલ નભુભાઈ કૃત ગુજરાતના બ્રાહ્મણો પૃ. ૯), પણ ઉપર નોંધેલો મત સ્વ. માનશંકર પી. મહેતાનો છે (જુઓ નાગરોત્પત્તિ પૃ. ૯૪ અને પૃ. ૧૫૪ ટિ. ૧૧). વીશલનગર ૧૧મા શતકના ચોહાણ વીશલદેવ ત્રીજાએ વસાવેલું છે એવો તો ઇતિહાસકારોનો સામાન્ય મત છે (ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૨૩૫).

૨. ગુ. ઐ. લે. ભા. ૨ પૃ. ૮૩

દાનપત્રના પ્રસન્નપુરના બ્રાહ્મણો તે ગુજરાતના પ્રશ્નોરા નાગરો (જેઓમાં વત્સગોત્રીઓનો મોટો જથ્થો છે) કદાચ હોય, એ રીતે પ્રસન્નપુર સાથે પ્રશ્નોરા જ્ઞાતિનો કાંઇક સંબંધ હોવાની કલ્પના શ્રી. રસિકલાલ પરીખે કરી છે.[૩] અને પ્રસન્નપુરમાંથી પ્રશ્નોરા શબ્દ કેટલાક વ્યુત્પત્તિવિદોના કહેવા પ્રમાણે કદાચ નીકળી શકે;[૪] છતાં પ્રશ્નોરા તરીકે હાલમાં જે જ્ઞાતિ ઓળખાય છે તેનું જૂનું નામ અહિચ્છત્ર જ્ઞાતિ છે અને એ નામમાં જ મૂળ શોધવું જોઈએ, એવો મારો મત છે. અત્યારે પણ પ્રશ્નોરાઓ પોતાને અહિચ્છત્ર કહેવરાવે છે. વિવાહનાં પ્રશ્નોરા જ્ઞાતિમાં ગવાતાં ગીતોમાં પણ અહિચ્છત્ર નામ મળે છે.[૫] પ્રશ્નોરાઓનાં જૂનાં લખાણોમાં તો 'પ્રશ્નોરા-જ્ઞાતિ'નો ઉલ્લેખ જ મારા જોવામાં નથી આવ્યો. ગુજરાતીમાં ગરબો લખનાર સંવત્ ૧૭૬૬માં જન્મેલા ભાલના પ્રશ્નોરા લાલજી શુકલે પોતાને વિશે "અહિચ્છત્રની ઊજળી નાતે લીધો છે અવતાર" એમ લખ્યું છે.[૬] એ જ અરસામાં સં. ૧૭૯૧માં જામનગરના મુકુંદજી ભટ્ટે સટીક ભાગવતના એક ભાગની હાથપ્રત ઉતારી એની સમાપ્તિમાં પોતે અહિચ્છત્ર કુળમાં જન્મ લીધો હોવાનું કહ્યું છે.[૭] અને એના જ પુત્ર ગોવર્ધન ભટ્ટે સં. ૧૭૮૫માં એક હાથપ્રતની સમાપ્તિમાં પોતાને 'અહિચ્છત્ર નાગર-જ્ઞાતીય' કહેલ છે.[૮] આ ગોવર્ધન ભટ્ટના વંશજો પ્રશ્નોરા જ્ઞાતિમાં હાલ

---

૩. કાવ્યાનુશાસનની નવી આવૃત્તિનો ઉપોદ્ઘાત પૃ. ૧૩૫

૪. ફા. ગુ. સ. ત્રૈમાસિક પુ. ૫ અં. ૧ પૃ. ૯૦

૫. જુઓ 'ચડયો રે અહિચ્છત્રો રાણો રાજિયો' વગેરે પ્રશ્નોરાનાં ગીતો પૃ. ૭૯.

૬. અહિચ્છત્રકાવ્યકલાપ પૃ. ૬

૭. જુઓ મારું લખેલું ઝંડુ ભટ્ટજીનું જીવનચરિત્ર પૃ. ૪ તથા ગુ. રિ. સો. ના ગ્રં. ૧ નં. ૪માં મારો અહિચ્છત્ર જ્ઞાતિ નામનો લેખ, જે બેયમાં સમાપ્તિનો આખો શ્લોક ઉતાર્યો છે. મૂળ ગ્રન્થ મોરબીમાં સ્વ. મ. મ. શંકરલાલ શાસ્ત્રીના ઘરમાં છે.

૮. એજન

વિદ્યમાન છે. સં. ૧૭૮૨માં જામનગર (કાઠિયાવાડ)માં લખાયેલ એક હાથપ્રતમાં પણ અહિચ્છત્ર નાગરજ્ઞાતિનો ઉલ્લેખ છે.[૯] આથી જૂના કાળના અહિચ્છત્ર જ્ઞાતિના બે ઉલ્લેખો મળે છેઃ (૧) સં. ૧૬૪૫નો મંત્રમહોદધિના કર્તા મહીધરભટ્ટનો[૧૦] અને બીજો સં. ૧૬૩૦નો નાનીબોરૂના હાટકેશ્વર મંદિરના શિલાલેખનો.[૧૧] પણ અહિચ્છત્ર જ્ઞાતિ વિશેનો સૌથી જૂનો ઉલ્લેખ તો સં. ૧૬૨૯ માં સારસ્વત વ્યાકરણ ઉપર માધવી ટીકા લખનાર માધવભટ્ટનો છે. આ ટીકાની સં. ૧૭૦૨ માં લખાયેલી હાથ-પ્રત પાટણના ભંડારમાં છે એમ શ્રી. ભોગીલાલ સાંડેસરા મને જણાવે છે.

આ બધા ઉલ્લેખોથી પ્રશ્નોરા જ્ઞાતિનું જૂનું નામ અહિચ્છત્ર જ્ઞાતિ હોવાનું તથા લગભગ ચારસો વર્ષથી ગુજરાતમાં અહિચ્છત્ર નાગરજ્ઞાતિનું અસ્તિત્વ હોવાનું સિદ્ધ થાય છે. અહિચ્છત્ર જ્ઞાતિનાં જુદાં જુદાં કુળોનાં જે વંશવૃક્ષો મળે છે તે પણ ત્રણસોથી ચારસો વર્ષ સુધી પહોંચે છે. ભોળાદના એક વત્સગોત્રી કુળના આંબામાં તો ૩૨-૩૪ પેઢીનાં નામો છે. એમાંથી જૂનાં નામો જો જૂની સંવતવાળી હાથપ્રતોમાં મળતાં હોત તો એ આંબો ઘણો કીમતી ગણાત; પણ કેવળ નામો જ મળે છે. એટલે અત્યારે એટલું કહી શકાય કે ચારસો વર્ષથી ચોક્કસ અને કદાચ છસો સાતસો વર્ષથી અહિચ્છત્ર નાગરજ્ઞાતિ ગુજરાત કાઠિયાવાડમાં વસે છે.

---

૯. ગુ. રિ. સો. અં. ૧ નં ૪માં મારો ઉપર કહેલો લેખ. એ હાથપ્રત સ્વ. વિ. પ્ર. વૈદ્ય પાસે હતી.

૧૦. મંત્રમહોદધિ તરંગ ૨૫ શ્લોક ૧૨૧ આ મહીધર ભટ્ટનું કુટુંબ સાક્ષર હતું. એના દાદા રત્નાકર કાશી જઈને રહેલા. આ મહીધર ભટ્ટના પુત્ર કલ્યાણ ભટ્ટે બાલતંત્ર નામનો વૈદ્યક ગ્રન્થ વિ. સંવત ૧૬૪૪ માં રચ્યો છે. મહીધરનો તથા કલ્યાણનો બેય ગ્રન્થો છપાઈ ગયા છે અને બેયમાં પોતાને ગ્રન્થ કર્તાઓએ 'અહિચ્છત્રાન્વય' કહેલ છે. મહીધરના પૌત્રના પૌત્ર તર્કવાગીશ કવિ વેણીદત્તે રસતરંગિણીની રસિકરંજની નામની ટીકા અને અલંકારચન્દ્રોદય નામનો ગ્રન્થ લખ્યો છે.

૧૧. જુઓ અહિચ્છત્ર ત્રિમાસિક પુ. ૩ અં. ૩ પૃ. ૮૪

અહિચ્છત્રમાંથી આવેલા માટે અહિચ્છત્ર જ્ઞાતિના, જેમ વડનગરમાંથી નીકળેલા તે વડનગરા, એ તો અહિચ્છત્ર જ્ઞાતિ નામ પડવાનો સાદો ખુલાસો છે; પણ આ અહિચ્છત્ર નગરનો પત્તો લગાડવો જોઈએ. અહિચ્છત્ર નામનાં એક કરતાં વધારે સ્થાનો જૂના વખતમાં હતાં એમ હવે ઇતિહાસસંશોધકોએ નક્કી કર્યું છે.[૧૨] પણ આ શોધખોળની જ્યારે માહિતી નહોતી ત્યારે પ્રશ્નોરા જ્ઞાતિના સંસ્કૃત જ્ઞાનવાળા પંડિતો દ્રોણાચાર્યના વંશજ પ્રશ્નોરાઓ છે એવું માનતા હતા, કારણ કે દ્રોણાચાર્ય અહિચ્છત્રદેશ અને તેની રાજધાની અહિચ્છત્રાપુરીના રાજા થયા હોવાનો મહાભારતમાં આપેલો વૃત્તાન્ત તેઓએ વાંચ્યો હતો. મહાભારતમાં ગંગાના ઉત્તર કાંઠાના પ્રદેશને અહિચ્છત્ર દેશ કહ્યો છે.[૧૩] આ અહિચ્છત્ર દેશની રાજધાનીરૂપ અહિચ્છત્ર નગરનું ખંડેર હાલમાં રોહિલખંડના બરેલી જિલ્લામાં જે રામનગર છે ત્યાં હોવાનું તદ્વિદો કહે છે.[૧૪] આ અહિચ્છત્ર દેશ અને તેની રાજધાની અહિચ્છત્રાપુરીનો ઉલ્લેખ પ્રાચીન બ્રાહ્મણ સાહિત્યમાં તથા બૌદ્ધ સાહિત્યમાં મળે છે. ઈ. સ. પૂર્વે ચોથાથી ઇ. સ. સાતમા શતક સુધી અહિચ્છત્ર દેશ અને તેની અહિચ્છત્ર નગરી ખૂબ આબાદ હતાં. એ આખા દેશના વતનીઓ એ વખતની રૂઢિ પ્રમાણે અહિચ્છત્ર કહેવાતા. કામસૂત્રકાર વાત્સ્યાયન (ઇ સ. ૩૦૦) એ દેશના વતનીઓને શિષ્ટ અને સારા આચરણવાળા ગણે છે.[૧૫] ચીનાઈ યાત્રાળુ યુવાન ચુઆંગ પણ એ દેશના વતનીઓને સત્યપ્રિય અને પવિત્ર સ્વભાવવાળા કહે છે.[૧૬] બીજી તરફથી ગાહાસત્તસઈમાં અહિચ્છત્ર

---

૧૨. અહિચ્છત્ર એક કરતાં વધારે હોવાની નોંધ માટે જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૩ પૃ. ૩૨૯ની ટીપ ૩.

૧૩. દ્રોણ કેવી રીતે અહિચ્છત્રના રાજા થયા તેની કથા માટે જુઓ મહાભારત આદિપર્વ અ. ૧૪૦. અહિચ્છત્ર દેશની સીમાદર્શક વચન માટે જુઓ એજન શ્લો. ૬૯ તથા ૭૨ થી ૭૬.

૧૪. વિન્સેન્ટ સ્મિથની 'અર્લી હિસ્ટરી ઑફ ઈન્ડિયા આ. ૩ પૃ. ૩૭૭

૧૫. કામસૂત્ર ૨–૭–૨૧

૧૬. બીલ્સ બુદ્ધિસ્ટ રેકર્ડ્ઝ ઑફ ધી વેસ્ટર્ન વર્લ્ડ ૧ પૃ. ૨૦૦

સ્ત્રીઓ મદ્યપાન કરતી હોવાનો ઉલ્લેખ છે. આ ભારતકાલીન અહિચ્છત્રના બ્રાહ્મણ વતનીઓમાંના કોઈ એક જથ્થાએ પોતાનું અસલ નામ જાળવી રાખ્યું હશે એમ પ્રશ્નોરા જ્ઞાતિના અહિચ્છત્ર નામનો એક ખુલાસો થઈ શકે. પણ જૂના વખતમાં અહિચ્છત્ર નામનાં એક કરતાં વધારે શહેરો હતાં. વિવિધ તીર્થકલ્પમાં જાંગલ દેશમાં એક અહિચ્છત્રપુર હોવાનો ઉલ્લેખ મળે છે.[૧૭] આ જાંગલ દેશનું અહિચ્છત્રપુર તે જોધપુર રાજ્યના ઉત્તર વિભાગમાં આવેલું હાલનું નાગોર એમ પં. ગૌ. હી. ઓઝા કહે છે.[૧૮] એમણે નાગોરને અહિચ્છત્ર ઠરાવવા માટે જે દલીલો કરી છે તે જો કે મને ગળે ઊતરતી નથી છતાં જાંગલ દેશમાં એક અહિચ્છત્રપુર હતું એ ચોક્કસ. એ સાંભરથી બહુ દૂર નહિ હોય. જે અહિચ્છત્રપુરના વત્સગોત્રી વિપ્ર સામંતને બીજોલ્યાના લેખમાં અજમેરના ચોહાણ રાજાઓનો મૂળ પુરુષ કહ્યો છે[૧૯] તે આ જાંગલ દેશનું અહિચ્છત્ર હોવું જોઈએ, એવું મારું ધારવું છે; જો કે શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ પાંચાલનું અહિચ્છત્ર માને છે.[૨૦]

અહિચ્છત્રમાંથી નીકળેલા બ્રાહ્મણનો એક બીજો ઉલ્લેખ ધારાનગરીના રાજા મુંજના વિ. સં. ૧૦૩૧ના દાનપત્રમાં મળે છે. એમાં શ્રી ધનિક પંડિતના પુત્ર વસંતાચાર્યને અહિચ્છત્રવિનિર્ગત કહેલ છે.[૨૧] આ

---

૧૭. જુઓ ના. પ્ર. પ. ભા. ૨ પૃ. ૩૨૯ ટી. ૩ તથા વિવિધતીર્થકલ્પમાં અહિચ્છત્રાકલ્પ ના. પ્ર. પ. માં ભૈરણમતિના શિલાલેખ (એ. ઈ. ગ્ર. ૩ પૃ. ૨૩૫) નો હવાલો. સિંધમાં પણ એક અહિચ્છત્રપુર હોવા વિશે આપ્યો છે. ચીનાબ અને સતલજ વચ્ચે કાંગડા જિલ્લામાં પણ એક અહિચ્છત્ર હોવાનું શ્રી. દે. રા. ભાંડારકરે નોંધ્યું છે (ઈ. એ. ૧૯૧૧ જાન્યુઆરી).

૧૮. ના. પ્ર. પ ભા. ૨ પૃ. ૩૨૯ ટી. ૪

૧૯. બીજોલ્યાના લેખ માટે જુઓ જ. બેં. એ. સો. ગ્ર. ૫૫ પૃ. ૪૧ આ સામન્તને ચોહાણ વંશના ચાહમાનનો પૌત્ર પૃથ્વીરાજવિજયમાં કહ્યો છે.

૨૦. ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૨૨૭

૨૧. ઇન્ડિયન એન્ટિકવેરી ગ્રં. ૬ પૃ. ૫૧, ૫૨

વસંતાચાર્યનું અહિચ્છત્ર તે પાંચાલનું કે જાંગલનું, એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે; પણ પાંચાલનું અહિચ્છત્ર ઇ. સ. સાતમા શતક પછી ભાંગી પડયું હતું એ જોતાં ૧૧ મા શતકનું આ અહિચ્છત્ર જાંગલનું અહિચ્છત્ર હોવાનો સંભવ મને લાગે છે. વળી જેમાંથી અહિચ્છત્ર કે પ્રશ્નોરા જ્ઞાતિના મૂળ પુરુષો ગુજરાત તરફ આવ્યા તે કયું અહિચ્છત્ર? શ્રી મા. પી. મહેતા તો પાંચાલનું અહિચ્છત્ર માને છે. દે. રા. ભાંડારકર કાંગડા પાસેનું માને છે.[૨૨] જાંગલનું હોવાનો પક્ષ પણ અવિચારણીય નથી. હવે ઉપર કહેલા માળવાના વસંતાચાર્યને અહિચ્છત્રવિનિર્ગત કહેલ છે અને ચોહાણના મૂળ પુરુષને અહિચ્છત્રનો વત્સગોત્રી વિપ્ર કહેલ છે[૨૩] એટલા જ ઉપરથી એ બેય પ્રશ્નોરા હતા એવું સિદ્ધ નથી થતું. અહિચ્છત્ર જ્ઞાતિનો પહેલો ઉલ્લેખ તો ઉપર કહ્યું છે તેમ વસંતાચાર્યના લેખ પછી છસો વર્ષે મળે છે. પણ પ્રશ્નોરા જ્ઞાતિમાં વત્સગોત્ર મોટી સંખ્યામાં છે એ જોતાં અહિચ્છત્ર બ્રાહ્મણોના જે જથ્થામાંથી જ્ઞાતિઓ જુદી પડયા પહેલાં ઉપર કહેલા બેય બ્રાહ્મણો નીકળેલા તે જથ્થામાંથી પાછળથી અહિચ્છત્રજ્ઞાતિ નીકળી હોય એ સંભવિત છે.

અહિચ્છત્ર કે પ્રશ્નોરા જ્ઞાતિ છ નાગર જ્ઞાતિઓમાંની એક શા માટે કહેવાય છે એ પ્રશ્નનો હવે ટૂંકામાં વિચાર કરી લઈએ. નાગરખંડમાં કથા છે કે હાટકેશ્વરક્ષેત્રના ચમત્કારપુરમાં વત્સગોત્રનો ચિત્રશર્મા નામનો એક બ્રાહ્મણ વસતો હતો. એના મનમાં ચમત્કારપુરમાં હાટકેશ્વરની સ્થાપના કરવાની ઇચ્છા થવાથી તેણે શંકર ઉપર તપ કરીને વરદાન મેળવી, ચમત્કારપુરમાં હાટકેશ્વરના સુવર્ણલિંગની સ્થાપના કરી. ચમત્કારપુરના બીજા બ્રાહ્મણોને તેની ઈર્ષ્યા થવાથી તેઓએ પણ દુશ્ચર તપશ્ચર્યા કરી અને

૨૨. જુઓ નાગરોત્પત્તિ.

૨૩. વડનગરના વૈજવાપ ગોત્રના બ્રાહ્મણ ગુહિલક બપ્પકથી મેવાડના ગુહિલ રાજાઓનો વંશ ચાલ્યો હોવાનો દાખલો ઐતિહાસિકોમાં ખૂબ ચર્ચાયો છે. (જુઓ મા. પી. મહેતાકૃત મેવાડના ગુહિલો.)

શંકરના પ્રસાદથી દરેક ગોત્રના બ્રાહ્મણે એકએક શિવલિંગની સ્થાપના કરી. આ રીતે ૬૮ ગોત્રના બ્રાહ્મણોએ ૬૮ તીર્થો બાંધ્યાં.[૨૪]

ઉપર કહેલું ચમત્કારપુર તે જ વડનગર. અને વડનગરમાં હાટકેશ્વર-પૂજાનો, ઉપલી કથા પ્રમાણે પ્રચાર કરનાર, વત્સગોત્રનો બ્રાહ્મણ હતો. હવે વત્સગોત્ર વડનગરા નાગરોમાં નથી અને પ્રશ્નોરામાં છે એ હકીકત ઉપર ભાર દેવામાં આવે તો બ્રાહ્મણોના જે જથ્થામાંથી પ્રશ્નોરા જ્ઞાતિ પાછળથી નીકળી તે જથ્થામાંનો એ ચિત્રશર્મા હોવો જોઈએ એવું અનુમાન થાય. અહિચ્છત્રથી આવેલા બ્રાહ્મણો પણ વડનગરમાં વસ્યા હતા એમ માનવા માટે તો કારણો છે જ[૨૫]. અલબત્ત એ કાળે વડનગરના બધા હાટકેશ્વરપૂજક બ્રાહ્મણોનો એક જ અવિભક્ત જથ્થો હશે. પછી એ જથ્થાના બ્રાહ્મણોમાંથી પહેલાં કહ્યું તેમ વડનગરા વગેરે જુદી જુદી નાગર જ્ઞાતિઓ થઈ. નાગર જ્ઞાતિનો પહેલો સ્પષ્ટ ઉલ્લેખ સં. ૧૦૦૫ના તામ્રપત્રમાં મળે છે,[૨૬] એ જોતાં વડનગરા નાગર જ્ઞાતિ દશમા શતકથી જુદી પડી હોવાનો સંભવ છે. અહિચ્છત્રા નાગર જ્ઞાતિ તે પછી બસો ત્રણસો વર્ષે જુદી પડી હોય એમ માનવામાં વાંધો નથી. ચારસો વર્ષથી અહિચ્છત્ર જ્ઞાતિનું ગુજરાત કાઠિયાવાડમાં અસ્તિત્વ ચોક્કસ છે.

---

૨૪. નાગરખંડ અ. ૧૦૭

૨૫. માનશંકર પી. મહેતા તો આ ચિત્રશર્મા અહિચ્છત્રથી વડનગર આવ્યો હતો એમ ધારે છે. ( જુઓ નાગરોત્પત્તિ પૃ. ૨૧, ૩૮, ૪૮ અને ૫૫ )

૨૬. પુરાતત્ત્વ પુ. ૨ પૃ. ૪૪–૫

## ૨. પૂર્વજો અને પ્રથમાવસ્થા

**પં. ભગવાનલાલ** ઇન્દ્રજી પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા, એ આગલા પ્રકરણમાં કહ્યું જ છે. એમના કુળનું જે વંશવૃક્ષ મળ્યું છે, તેમાં મૂળ પુરુષનું નામ 'બાબા' છે. પણ તેઓ કયા ગામમાં રહેતા હતા અથવા ક્યારે થઈ ગયા એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. સાધારણ રીતે પ્રશ્નોરા નાગર જ્ઞાતિના જે આંબાઓ મળે છે તે એકાદ અપવાદ સિવાય આની પેઠે દશબાર પેઢીથી દૂર, ભૂતકાળમાં જતા નથી. અને જુદા જુદા આંબાઓના અભ્યાસ ઉપરથી પેઢીદીઠ જે સરેરાશ મેં નક્કી કરી છે તે પ્રમાણે આ મૂળ પુરુષ જે એ વંશનાં વર્તમાન શિશુઓથી ૧૪ મો છે તે સાડાત્રણસો વર્ષ પહેલાં થઈ ગયો હશે એવું માનવામાં વાંધો નથી. મૂળપુરુષ પછી ચોથી પેઢીએ બે ભાઈઓની બે શાખાઓ જુદી પડી છે, જેમાંથી એકના અમુક વંશજો જામનગર અને બીજા મોરબી ગયા હોય અને બીજી શાખા પોરબંદર તરફ ગઈ હોય એમ લાગે છે. મોરબીવાળા ફાંટામાં પ્રસિદ્ધ ગુજરાતી કવિ કેશવલાલ હરિરામ અને ભાવનગર રાજ્યમાં દીવાનના તથા ઍડમિનિસ્ટ્રેટિવ કાઉન્સિલના પ્રમુખના હોદ્દા સુધી પહોંચીને સમસ્ત ભારતીય ખ્યાતિ પ્રાપ્ત કરનાર સ્વ. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી થઈ ગયા. જામનગરવાળી શાખામાં પણ સ્વ. અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીએ આયુર્વેદના એક ઉત્તમ કોટિના ગુજરાતી વિદ્વાન તરીકે ખ્યાતિ મેળવી હતી.

આ કુળની પોરબંદરવાળી જે શાખામાં પં. ભગવાનલાલનો જન્મ થયો હતો તે શાખાના ભગવાનલાલથી ચોથી પેઢીના પુરુષ મીઠાભટ્ટ પોરબંદરમાં રહેતા હતા અને તેઓએ પ્રશ્નોરા જ્ઞાતિમાં પટેલ તરીકે નામના મેળવી હતી. આ મીઠાભટ્ટના પૌત્ર અને ભગવાનલાલના દાદા મુરારજી ભટ્ટ

પણ પોરબંદરમાં રહેતા હતા અને જ્યોતિષવિદ્યા તથા કર્મકાંડના સારા વિદ્વાન હતા, એમ એમના પૌત્ર રૂગનાથજી ભટ્ટે પોતાના વંશવર્ણનમાં લખ્યું છે. આ મુરારજી ભટ્ટને ત્રણ પુત્રો થયા. તેમાં સૌથી મોટા ઇન્દ્રજી જૂનાગઢ જઈને રહ્યા અને ત્યાં જ્યોતિષનો ધંધો કરવા લાગ્યા. તેઓનું નાગરોમાં જોશી તરીકે સારું માન હતું.

આ ઇન્દ્રજી ભટ્ટને પણ ત્રણ પુત્રો થયા. તેમાંથી મોટા કરુણાશંકર વ્યાકરણ અને વેદાંતશાસ્ત્રમાં વિદ્વાન હતા અને જૂનાગઢની સંસ્કૃત પાઠ-શાળામાં શાસ્ત્રી હતા, અને એના પુત્ર સ્વ. હરિદત્ત કરુણાશંકર પણ જૂનાગઢમાં શાસ્ત્રી હતા.[1] બીજા પુત્ર રઘુનાથ કે રૂગનાથજી વૈદ્ય હતા.[2] અને એમણે એ જમાનામાં જ્યારે વનસ્પતિશાસ્ત્ર શીખવા માટે ગુજરાતીમાં કે સંસ્કૃતમાં કાંઈ સાધન ન હતું,[3] ભણેલા વૈદ્યો પણ દેશી વૈદ્યકમાં વપરાતી વનસ્પતિઓને ઓળખતા નહોતા ત્યારે અંગ્રેજીમાં લખાયેલા વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનની મદદ વગર કેવળ પરિશ્રમથી વનસ્પતિનો પરિચય મેળવીને તથા પાછળથી સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી જેવા પ્રખર વનસ્પતિ-શાસ્ત્રીની થોડી મદદ લઈને પણ પ્રાન્તીય ભાષાઓનાં નામો તથા શાસ્ત્રીય (બોટેનિકલ) નામોવાળો વૈદ્યકીય ઔષધોની ઓળખાણ આપતો એ વખતે અપૂર્વ કહેવાય એવો નિઘંટુસંગ્રહ નામનો ગ્રન્થ સં. ૧૮૯૩ માં પ્રકટ કર્યો છે.

---

૧. જામનગર, રાજકોટ, ગોંડલ અને મોરબીની સંસ્કૃત પાઠશાળાઓમાં સં. ૧૯૧૦ થી ૧૯૫૦ના ગાળામાં પ્રશ્નોરા શાસ્ત્રીઓ અધ્યાપક હતા.

૨. એ રૂગનાથજી ઉર્ફે કતાભટ્ટના નિઘંટુસંગ્રહને અન્તે આપેલા વંશ વર્ણન-માંથી ઉપરનું મુરારજી ભટ્ટના વંશજો સંબંધી વર્ણન ઉતાર્યું છે.

૩. પં. ભગવાનલાલ ઇન્દ્રજી પાસે શિષ્ય ભાવે રહીને એમની પ્રેરણાથી અને પોતાનાં બુદ્ધિ અને પરિશ્રમથી અંગ્રેજી ભાષાજ્ઞાન અતિ અલ્પ હોવા છતાં, વનસ્પતિશાસ્ત્રનું આશ્ચર્યકારક જ્ઞાન મેળવનાર અને ગ્રન્થોદ્વારા તથા શિક્ષણદ્વારા વનસ્પતિવિદ્યાનો ગુજરાતમાં પ્રચાર કરનાર જયકૃષ્ણભાઈ બહાર આવ્યા પહેલાંની સ્થિતિ ઉપર દર્શાવી છે.

આપણા ભગવાનલાલ એ ઇન્દ્રજી ભટ્ટના સૌથી નાના પુત્ર. તેઓ સં. ૧૮૯૬ ની કાર્તિક સુદિ ત્રીજે (ઇ. સ. ૧૮૩૯ ના નવેમ્બરની ૭મી તારીખે) જૂનાગઢમાં જન્મ્યા હતા.[૪]

એમની કેળવણી વિશે કશી વિગતવાર માહિતી મળતી નથી. ખરી રીતે ભગવાનલાલના બાલ્યકાળમાં રાજ્ય તરફથી ચાલતી અંગ્રેજી કે ગુજરાતી નિશાળો કાઠિયાવાડમાં હતી જ નહિ. મુંબઈમાં અને ગુજરાતનાં ભરૂચ સૂરત વગેરે મોટાં શહેરોમાં વિ. સં. ૧૮૮૧–૮૨ માં સરકારી ગુજરાતી નિશાળો ઉઘાડવામાં આવી હતી,[૫] પણ કાઠિયાવાડમાં તો જૂનાગઢ જામનગર જેવાં મોટાં રાજધાનીનાં નગરોમાં યે તે પછી ૨૭ વર્ષે વિ. સં. ૧૯૦૯ માં રાજ્ય તરફથી ગુજરાતી અંગ્રેજી નિશાળો શરૂ કરવામાં આવી.[૬] એટલે ભગવાનલાલે યજ્ઞોપવીત પછી જૂનાગઢની ગામઠી નિશાળમાં પ્રવેશ કર્યો હશે.

સો વર્ષ પહેલાં કાઠિયાવાડ ગુજરાતની ગામઠી નિશાળોમાં દેવનાગરી તથા ગુજરાતી મૂળાક્ષરો, આંક, લેખાં, કેટલુંક ગણિત એટલું મુખ્યત્વે

---

૪. ભગવાનલાલની જન્મ તારીખ જયકૃષ્ણ ઇન્દ્રજીએ સં. ૧૮૯૯ લખી છે પણ એ ભૂલ છે. મરણ વખતે પોતાને ૪૯મું વર્ષ હતું એવું બુહલરને ભગવાનલાલે જ લખેલું છે.

૫. ઈ. સ. ૧૮૧૩ (વિ. સં. ૧૮૬૯) માં હિંદુસ્તાનમાં આધુનિક વ્યવસ્થિત શિક્ષણ આપવાનો ઠરાવ પાર્લામેન્ટમાં પસાર થયો પણ ગુજરાતનાં મોટાં શહેરોમાં સરકારી ગુજરાતી નિશાળો ઊઘડી તો તે પછી બારતેર વર્ષે. (જુઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ વિભાગ પહેલો પૃ. ૪૩ થી ૪૭, અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન પૃ. ૧૭, ગ્રન્થ અને ગ્રન્થકાર વર્ષ ૪ થામાં રણછોડભાઈ ગિરધરભાઇનું જન્મચરિત્ર પૃ. ૧૩ તથા રણછોડભાઇ ઉદયરામ શતાબ્દી સ્મારક ગ્રન્થ પૃ. ૧૭૩.)

૬. જુઓ કાઠિયાવાડ ગેઝીટિયર પૃ. ૩૪૫.

શીખવાતું.[૭] વાણિયાના છોકરા આ નિશાળ છોડ્યા પછી વેપારીની દુકાને બેસી હિસાબ નામું વગેરે શીખે અને બ્રાહ્મણના છોકરા ઘેર પિતા, કાકા, મોટાભાઈ, મામા વગેરેમાંથી કોઈ ભણેલું હોય તો તેની પાસે નહિ તો પોતાના ગામના કે પરગામના ખાનગી શાળા જેવી સંસ્થા ચલાવતા અથવા સંસ્થા જેવું રાખ્યા વગર ભણાવવા તત્પર પંડિત પાસે કર્મકાંડ, વેદપાઠ, પુરાણ, વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, જ્યોતિષ વગેરે સંસ્કૃત વિદ્યાઓમાંથી પોતાને ઇષ્ટ વિદ્યા ભણે; કોઈક વિરલ અભ્યાસી અભ્યાસ આગળ વધારવા માટે કાશી–નવદ્વીપ સુધી પણ જાય એવી પ્રથા હતી.[૮] આ પ્રથા ઉપનિષત્કાળથી થોડા ઘણા ફેરફાર સાથે ચાલી આવે છે.

ભગવાનલાલ બ્રાહ્મણ બાળક હોઈને તેણે ગામઠી નિશાળ તો બાળબોધ તથા ગુજરાતી મૂળાક્ષરો અને આંક શીખીને છોડી દીધી હશે. સાધારણ રીતે પ્રશ્નોરા બટુઓનું વલણ સંસ્કૃત ભણવા તરફ હોવાથી તેઓ ગુજરાતી લિપિ તરફ ઓછું ધ્યાન આપતા.

વિ. સં. ૧૯૦૦ પહેલાં કે તે પછીનાં બે ચાર વર્ષમાં જન્મેલા કાઠિયાવાડના પ્રશ્નોરાઓમાંના ઘણાખરા મોટી ઉમરે પણ દેવનાગરી

---

૭. ગામઠી નિશાળના શિક્ષણનું સરસ વર્ણન કવીશ્વર દલપતરામ ભાગ ૧ લો પૃ. ૭, ૮ વગેરેમાં છે; ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ વિભાગ પહેલો પૃ. ૩ થી ૬ પણ જોવા યોગ્ય છે.

૮. બંગાળામાં આવી ખાનગી પાઠશાળાઓ 'ટોલ' કહેવાતી અને એ સંસ્થા અઢારમા શતક સુધી ત્યાં ઠીક વ્યાપક હતી. પણ ગુજરાતમાં એ સંસ્થા વિરલ રહી છે. મધ્ય યુગના એક દાખલા માટે જુઓ મારો ગુ. મ. રા. ઇ. વિ. ૨ પૃ. ૪૦૮. સો વર્ષ પહેલાંની સંસ્કૃત શિક્ષણની સગવડો માટે જુઓ કવિ નર્મદાશંકરનું મારી હકીકત વિભાગ બીજો તથા ખાસ પૃ. ૧૩, ૨૯, ૪૮, ૫૧, ૫૪, ૬૭ વગેરે અને કવીશ્વર દલપતરામ ભાગ પહેલો પૃ. ૮.

લિપિમાં ગુજરાતી કાગળો લખતા એમ જોયું છે.[૯] ભગવાનલાલનું તો ગુજરાતી અક્ષરોમાં લખાણ મળે છે, પણ તેઓ સાધારણ રીતે ગુજરાતી કાગળો દેવનાગરીમાં લખતા હતા.

વળી નરસિંહ મહેતા આદિ ગુજરાતી કવિઓનું રચેલું પુષ્કળ ગુજરાતી સાહિત્ય હતું અને ગુજરાતીમાં તથા વ્રજભાષામાં કાવ્યરચના કરવાનો પ્રવાહ એ વખતે યે ચાલુ હતો. ભગવાનલાલના જન્મ વખતે કવિ દયારામ, ભોજો ભગત, સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓ વગેરેની ઘણી કૃતિઓ રચાતી તથા ગવાતી હતી, પણ ગુજરાતનાં બાળકોની કેળવણીમાં એ સાહિત્યને વ્યવસ્થિત સ્થાન ન હતું.

અલબત્ત, જેને એ તરફ રુચિ હોય તેઓ સાંભળીને કે વાંચીને ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરતા. પ્રશ્નોરા જ્ઞાતિમાં પણ આ ગુજરાતી કાવ્ય સાહિત્યને વાંચનાર તથા જાતે એવી અનુવાદાત્મક કે સ્વતંત્ર પદ્યરચના કરનાર કોઈ કોઈ નીકળતા.[૧૦] પણ વિશેષ વલણ સંસ્કૃત તરફ રહેતું અને સંસ્કૃતનો સામાન્ય અભ્યાસ કરનાર ભાગવતની કથા વાંચીને સંતોષ માનતા કથા સાથે ઘણાખરા સામાન્ય જ્યોતિષનું કામ પણ કરતા હશે, કોઈ કે સારા જ્યોતિષી તરીકે પણ પ્રતિષ્ઠા મેળવી હશે, પણ વિ. સં. ૧૯૦૦ પછીની પહેલી વીશીમાં કાઠિયાવાડના દેશી રાજાઓએ નવી

૯. સારું સંસ્કૃત શિક્ષણ લેનાર પંડિતો વ્યવહારમાં અકુશળ હોય અને પોતાની માતૃભાષામાં કાગળ પણ ન લખી શકે એવો તેઓના ઉપર એ વખતે આરોપ હતો. ( જુઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ વિભાગ પહેલો પૃ. ૫.) શાસ્ત્રીઓને સંસ્કૃતભાષામાં કાગળ લખતાં જોયા છે પણ તે કદાચ પાંડિત્યપ્રદર્શન હોય.

૧૦. જુઓ વિઠ્ઠલભટ્ટ (સં. ૧૮૫૨ થી ૧૯૧૮) નાં રાસ પંચાધ્યાયીનાં જોડકણાં, લાલજી શુકલ ( જન્મ સંવત ૧૭૬૧ ) નો ગરબો, મહાનંદ મહેતો, રઘુનન્દન ભટ્ટ મુકુન્દભટ્ટ ( સં. ૧૮૫૨ થી ૧૯૨૨ ), માહેશ્વરભટ્ટ ( સં. ૧૮૪૬ થી ૧૯૨૯ ) વગેરે પ્રશ્નોરા કવિઓની રચનાઓ ( અહિચ્છત્ર કાવ્ય કલાપમાં ).

સ્થાપેલી[૧૧] પાઠશાળાઓમાં શાસ્ત્રી–પદ મેળવવાનું આકર્ષણ થતાં એ વખતના કેટલાક પ્રશ્નોરાઓએ સંસ્કૃત વિદ્યાનું રીતસર સારું અધ્યયન કર્યું.

ભગવાનલાલે એના પિતા પાસે સંસ્કૃત અભ્યાસ કર્યો હતો કે મોટા-ભાઈ પાસે એ નોંધાયેલું નથી, પણ ઇન્દ્રજી ભટ્ટ મુખ્યત્વે જ્યોતિષી હતા ત્યારે મોટાભાઈ કરુણાશંકર વ્યાકરણશાસ્ત્રી અને વેદાંતી હતા[૧૨] એ જોતાં મોટાભાઈ પાસે જ સંસ્કૃત અભ્યાસ કર્યો હોવાનો સંભવ છે. કયાં કયાં શાસ્ત્રોનો કેટલો અભ્યાસ કરેલો એ પણ નોંધાયું નથી. પણ એ જમાનામાં કાઠિયાવાડના પ્રશ્નોરાઓમાં સારસ્વત વ્યાકરણનો વિશેષ પ્રચાર હતો[૧૩] એટલે એ ભણ્યા હોવાનો સંભવ છે. એ ગમે તેમ હોય પણ સંસ્કૃત સમજવાની સારી શકિત ભગવાનલાલે મેળવી હતી; જો કે બુલ્હરને એમણે કહેલું કે પોતે કોઈ એક શાસ્ત્રમાં પારંગત શાસ્ત્રી થવાનો લોભ રાખ્યો ન હતો--અને પછી પણ સંસ્કૃત વિદ્યાનો ચાલુ વ્યાસંગ રાખ્યો હશે એમ એનાં લખાણોથી દેખાય છે. ખરી રીતે સંસ્કૃત વિદ્યાનો જ એમની પ્રતિભાને પ્રાચીન શોધખોળમાં મોટો આધાર હતો.

શોધખોળ સંબંધી પ્રવૃત્તિઓથી માહિતગાર રહેવા માટે તથા પોતાની શોધખોળથી એમાં રસ લેનાર લોકોને માહિતગાર કરવા માટે અંગ્રેજી ભાષાના જ્ઞાનની ભગવાનલાલને પાછળથી ભારે જરૂર લાગતી હતી, પણ જૂનાગઢ કાઠિયાવાડમાં ભગવાનલાલના બાલ્યકાળમાં અંગ્રેજી

૧૧. ઈ. સ. ૧૮૧૩ માં હિંદુસ્તાનમાં કેળવણી આપવાનો ઠરાવ પાર્લામેન્ટમાં પસાર થયા પછી વિલ્સન જેવા સંસ્કૃતજ્ઞના પ્રયાસથી સંસ્કૃત પાઠશાળાઓ પણ આ દેશમાં નીકળેલી અને કાઠિયાવાડના કેટલાક રાજાઓએ સ્વકીય ભાવથી સંસ્કૃત પાઠશાળાઓ પણ ગુજરાતી અંગ્રેજી નિશાળો સાથે સ્થાપી હતી.

૧૨. જુઓ નિઘંટુસંગ્રહનું વંશવર્ણન.

૧૩. આ લેખકના પિતાજી તથા એના પિત્રાઈ જામનગરના મહીધર શાસ્ત્રી સારસ્વત ભણ્યા હતા.

કેળવણી લેવા માટે કશું સાધન નહોતું એ ઉપર જોયું છે. ખરી રીતે ભગવાનલાલના સમવયી પ્રશ્નોરામાંથી કોઇને અંગ્રેજી જ્ઞાન ન હતું. એમના પછી વીશ વર્ષ બાદ જન્મેલાથી પ્રશ્નોરા જ્ઞાતિમાં અંગ્રેજી કેળવણી શરૂ થઈ છે.

ભગવાનલાલે ઘણું કરી ઇ. સ. ૧૮૫૪ થી ૬૧ વચ્ચેનાં વર્ષોમાં પોતાના કામ પૂરતું અંગ્રેજી વાંચી તથા સમજી શકાય એટલું એ ભાષાનું જ્ઞાન મેળવ્યું અને મુંબઈમાં શોધખોળના કામને અંગે મિત્રોની મદદથી કાંઇક પાકું કર્યું, છતાં છેવટ સુધી ઝવેરીલાલ, ડૉ. કોડ્રિંગ્ટન અને બુલ્હર કહે છે[૧૪] તેમ ગુજરાતી સિવાય કોઈપણ ભાષામાં પોતાના વિચારો વિશદ રીતે દર્શાવવાની પોતાની અશક્તિ એમને સાલ્યા કરતી.

વળી ડૉ. ભાઉ દાજી પાસે રહ્યા પછી અશોકના તથા બીજા પ્રાચીન લેખોની ભાષા સમજવામાં જરૂર જણાતાં પાલિ અને પ્રાકૃતનો અભ્યાસ પણ ભગવાનલાલે ડૉ. ભાઉ દાજી આદિ તદ્વિદો પાસેથી કરી લીધો લાગે છે. પ્રાકૃતનો અભ્યાસ તેઓ ઈ. સ. ૧૮૬૫ માં ગોરજી પાસે કરતા હોવાનું બુલ્હરે નોંધ્યું છે.[૧૫]

વળી ભગવાનલાલ મુંબઈમાં સ્થાયી રહેવા લાગ્યા ત્યારપછી મોટે ભાગે ધર્માર્થ વૈદું પણ કરતા એ ચોક્કસ છે. આ વૈદ્યક શીખવા માટે એમને મુંબઈમાં તો સમય ન હતો, એટલે મુંબઈ આવ્યા પહેલાં જ તેઓ વૈદ્યક શીખ્યા હોવા જોઈએ. હવે જૂની પ્રણાલિકા એવી હતી કે જ્યોતિષ કે વૈદ્યકનો સારો અભ્યાસ કરવા માટે સામાન્ય શાસ્ત્રી પાસે નહિ પણ કોઈ જ્યોતિષી કે વૈદ્ય પાસે જવું પડતું. ભગવાનલાલના મોટા ભાઈ રઘુનાથજી ઉર્ફે કતા ભટ્ટ જામનગરના પ્રશ્નોરા વૈદ્ય વિઠ્ઠલ ભટ્ટજી (ઝંડુ ભટ્ટજીના પિતા) પાસે વૈદ્યક શીખેલા.[૧૬] ભગવાનલાલ કોની પાસે શીખ્યા હતા એ

૧૪. જુઓ ઝવેરીલાલ યાજ્ઞિકનાં તથા બુલ્હરનાં સ્મરણો.

૧૫. જુઓ બુલ્હરનાં સ્મરણો (ઈ. એ. ગ્ર. ૧૭ પૃ. ૨૯૪).

૧૬. જુઓ ઝંડુભટ્ટજીનું જીવનચરિત્ર પૃ. ૧૨.

જાણવામાં નથી. કદાચ એમણે રઘુનાથજી પાસે જ થોડો અભ્યાસ કર્યો હોય અને પાછળથી પોતાની મેળે આયુર્વેદના ગ્રન્થો વાંચીને વધાર્યો હોય.

પં. ભગવાનલાલની કેળવણી વિશે આપણે જે જાણીએ છીએ તે ઉપર નોંધેલી અટકળો જ છે, પણ જેણે ભગવાનલાલની બુદ્ધિને જગતભરના પ્રાચ્યવિદોમાં શોભાભર્યું સ્થાન મેળવવાને માર્ગે ચડાવી તે તો જૂનાગઢથી ગિરનાર જવાના રસ્તા ઉપર પડેલી એક મહાશિલા છે.[૧૭] આ શિલા જૂનાગઢ શહેરથી પૂર્વમાં આશરે એક માઈલ છેટે ગિરનારના રસ્તાની બાજૂમાં પડેલી છે. જમીનની સપાટીથી બાર ફીટ ઊંચાઈવાળા અને નીચેના ભાગમાં પંચોતેર ફીટના પરિઘવાળા વિશાળ, ગોળ કરેલા અને લગભગ શંકુ આકૃતિના ગ્રેનાઈટ પથ્થરની આ શિલા છે. આ શિલા ઉપર જુદા જુદા સમયના અને આ દેશના પ્રાચીન ઇતિહાસમાં મહત્ત્વના ત્રણ અભિલેખો[૧૮] કોતરેલા છે. તેમાંનો સૌથી જૂનો અભિલેખ અશોકનો પાલિભાષામાં બ્રાહ્મીલિપિમાં શિલાની ઈશાન બાજૂ ઉપર સો ચોરસ ફીટથી પણ વધારે સપાટીમાં કોતરેલો છે. બીજો અભિલેખ મહાક્ષત્રપ રુદ્રદામાનો ઈ. સ. ૧૫૦ માં કોતરાયેલો શિલાની પશ્ચિમ બાજૂએ મથાળાના ભાગમાં છે. એની ભાષા સંસ્કૃત છે અને લિપિ ગુપ્ત લિપિના પૂર્વરૂપ જેવી છે. ત્રીજો સ્કંદગુપ્તનો ઈ. સ. ૪૫૬–૫૭નો ગુપ્ત લિપિમાં અને સંસ્કૃત ભાષામાં શિલાના વાયવ્ય ખૂણામાં લગભગ ૭૨ ચોરસ ઈંચ જગામાં કોતરેલ છે.

આ મોટો ખડક જેવો પથ્થર એ જ સ્થળે બાવીશ સૈકાઓથી પડ્યો છે. એ ઉપર પ્રાચીનકાળમાં ત્રણ અગત્યના મોટા અભિલેખો કોતરાયેલા

---

૧૭. આ શિલાલેખની વિગતો માટે જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૧ નં. ૧, ૬ અને ૧૫.

૧૮. Inscriptions માટે હિંદી પ્રથાને અનુસરી ‘અભિલેખ’ શબ્દ આ પુસ્તકમાં વાપર્યો છે.

છે એ જોતાં સ્થળ મહત્ત્વનું હોવું જોઈએ. હાલના જૂનાગઢને ઠેકાણે ગિરિનગર નામનું પ્રાચીન શહેર હતું એ ઇતિહાસપ્રસિદ્ધ છે. જ્યારે ઉપલા અભિલેખો કોતરાયા ત્યારે તો લોકોમાં વંચાય એ હેતુથી કોતરાયેલા. એ ત્યારે વાંચી શકાતા હશે, પણ લિપિમાં કાળક્રમે ફેરફારો થાય છે એ પ્રસિદ્ધ છે. એ પથ્થર ઉપરના જ ત્રણ અભિલેખોની લિપિમાં મોટો ફેરફાર જોવામાં આવે છે અને છેલ્લો અભિલેખ લખાયા પછી બસ્સો અઢીસો વર્ષમાં જ એની લિપિમાં ફેરફાર થઈ ગયો. આ અને આવા જુદે જુદે સ્થળે કોતરાયેલા હજારો અભિલેખો મધ્યકાળમાં વંચાતા બંધ થઈ ગયા. પરિણામે જે શિલા મોટા ધર્મગ્રન્થરૂપ હતી તે સામાન્ય પથ્થર થઈ ગઈ.

આ અંધકારપૂર્ણ સ્થિતિ એક હજાર કે તેથી થોડાં વધારે વર્ષો સુધી ચાલ્યા પછી ઈ. સ. ૧૮૨૨ માં કર્નલ જેમ્સ ટૉડે ગિરનાર પાસેનો શિલાલેખ જોયો, પણ એમને અક્ષરો ઊકલ્યા નહિ. એમણે તથા બીજા ઇતિહાસરસિક અંગ્રેજોએ એ જૂના અક્ષરો વાંચનાર પંડિત માટે પૂછ-પરછ કરવા માંડી એટલે કેટલાકે ડોળ કર્યો, કોઇએ ઠગાઈ કરી પણ જૂના અક્ષરો કોઈથી ઊકલ્યા તો નહિ જ. છેવટ જેમ્સ પ્રિન્સેપ નામના એક પ્રતિભાશાળી અંગ્રેજે ખૂબ માનસિક પરિશ્રમ કરીને અશોકની બ્રાહ્મી લિપિ ઈ. સ. ૧૮૩૪ થી ૧૮૩૭ સુધીમાં ઉકેલી.[૧૯]

પણ ભગવાનલાલના જન્મ વખતે તો કાઠિયાવાડ ગુજરાતમા તો શું મુંબઈ ઇલાકામાં કે સમસ્ત ભારતવર્ષમાં કોઈ દેશી ગૃહસ્થને હજી આ પ્રાચીન લેખોનું મહત્ત્વ ધ્યાનમાં આવ્યું નહોતું તો એને ઉકેલવાનો વિચાર તો ક્યાંથી જ આવે? ઊલટું ૧૮૨૨માં જે શિલાને આખી જોયેલી તેને

૧૯. આ દેશની પ્રાચીન લિપિને ઉકેલવાના જેમ્સ પ્રિન્સેપના પ્રયત્નના રસિક ઇતિહાસ માટે જુઓ એશિયાટિક સોસાયટીના સેન્ટેનરી રિવ્યૂમાં પ્રસિદ્ધ થયેલો ડૉ. હર્નલનો 'એન્શ્યન્ટ ઈન્ડિયન આલ્ફાબેટ', નિબંધ, તથા આર્યવિદ્યા વ્યાખ્યાનમાળામાં મુનિ જિનવિજયજીનું પુરાતત્ત્વ સંશોધનનો પૂર્વ ઇતિહાસ- એ વ્યાખ્યાન.

ભગવાનલાલ કહે છે તેમ કોઈ દ્રવ્યલોભીએ લેખ નીચેથી ખજાનો કાઢવાના લોભથી સુરંગથી ઉડાડતાં તે ઉપરના અશોકના અભિલેખવાળા અમુક કટકા છૂટા પડી ગયા હતા.[૨૦]

વળી જૂનાગઢના જ શ્રી પદ્મનાભ શાસ્ત્રીના કહેવા પ્રમાણે ભગવાનલાલ જે વર્ષોમાં ગિરનારના શિલાલેખને વારંવાર જોવા જતા તે વર્ષોમાં જૂનાગઢના લોકોમાં એવો વહેમ પ્રચલિત હતો કે એ પથ્થરમાં તો ભૂત રહે છે અને એ ત્યાં દટાયેલા ખજાનાનું રક્ષણ કરે છે અને શિલા ઉપરના લેખમાં એ ભૂતને વશ કરવાનો મંત્ર છે. અને એ મંત્ર જાણીને એ ખજાનો મેળવવાનો ભગવાનલાલ યત્ન કરે છે.[૨૧]

હવે જૂનાગઢથી ગિરનાર જતાંઆવતાં આગલી ચાળીશ પિસ્તાળીશ પેઢીનાં માણસોએ જેમ કાંઈક કુતૂહલથી આ અક્ષરોવાળી મોટી શિલા જોઈ હશે તેમ ભગવાનલાલે પણ બાળકપણમાં વારંવાર જોયેલી, પણ એનામાં વારંવાર જોવાયાથી અક્ષરો વાંચવાની જિજ્ઞાસા ઘટવાને બદલે વધી; એ વાંચવાની આ બાળકને રઢ લાગી. જૂનાગઢમાં જોકે એ વખતે એ અક્ષરો ઉકેલે એવું કોઈ હતું નહિ, પણ દૈવ ભગવાનલાલને અનુકૂળ હતું. કાઠિયાવાડના એ વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ લેંગને પણ ગિરનારના આ અભિલેખોનું ઘણું આકર્ષણ હતું. એમણે જ જેમ્સ પ્રિન્સેપને અશોકના અભિલેખની નકલ ઉતરાવી મોકલી હતી. આ કર્નલ લેંગને જૂનાગઢના એક

૨૦. જુઓ પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ. ૨૮૯ માં પં. ભગવાનલાલની કાલસીની નોંધ તથા ગુ. ઐ. લે. ભા. ૧ નં. ૧ નું પુરોવચન તથા ફા. ગુ. સ. ત્રૈમાસિક પુ. ૪ અં. ૪ માં ' પૂર્વના મહાન પુરાવિદ ડા. ભગવાનલાલ ' એ શ્રી. મહમુદ ઉમ્મરનો લેખ પૃ. ૪૭૪ ટી. ૧૦. શ્રી કોકિલ ગિરનારનાં પગથિયાં બંધાવવા માટે સુંદરજી નામના ધનાઢ્ય શ્રાવકે સુરંગથી ઉડાડયાનું કહે છે. હવે તો એ શિલા ઉપર છાપરું બંધાયું છે અને ગૂમ થયેલા લેખવાળા બે કટકાઓ જૂનાગઢના મ્યુઝિયમમાં સુરક્ષિત છે. ( ગુ. ઐ. લે. ભા. ૧ નં. ૧ )

૨૧. જૂનાગઢની આર્કિયોલોજિકલ સોસાયટીના એન્યુઅલનો ભગવાનલાલ નંબર–સંપાદકીય નોંધ.

સુશિક્ષિત નાગર બ્રાહ્મણ મણિશંકર જટાશંકર કીકાણી[22] સાથે સારો પરિચય હતો. અને સ્વાભાવિક રીતે એ બે વચ્ચે ઉપર કહેલા શિલાલેખના અક્ષરો વિશે વાતચીત થતી હોવાથી, લગભગ ઈ. સ. ૧૮૫૪માં એક દિવસ કર્નલ લેંગે, ઈ. સ. ૧૮૩૮માં બેં. એ. સો. ના જર્નલમાં પ્રિન્સેપે છપાવેલા પાલિમૂળાક્ષરોવાળું એક પાનું મણિશંકર કીકાણીને આપીને કહ્યું કે "આ તમારા ગિરનારના લેખના અક્ષરો છે." મણિશંકર કીકાણીએ એ કાગળ ભગવાનલાલને બતાવ્યો અને ભગવાનલાલે નકલ કરી લેવા માગી લઈ, ઘેર આવી તેલમાં બોળેલા પાતળા કાગળને મૂળ છાપેલા કાગળ ઉપર દબાવી નકલ લઈ લીધી. આ રીતે બે કાગળ ઉપર નકલ લઈ બન્નેને જાડા ફૂલ્-સ્કેપ કાગળ સાથે જુદા જુદા સાંધી લઈ અક્ષરોની નિશાનીઓમાં શાહી ભરી લીધી. અને પછી એક નકલ કીકાણીને આપી અને એક પોતે રાખી.

આ મૂળાક્ષરોની મદદથી ભગવાનલાલે ગિરનારનો રુદ્રદામનનો શિલાલેખ વાંચવાની મહેનત કરવા માંડી પણ થોડા પ્રયત્ન પછી એમણે જોયું કે લેખમાં જોડાક્ષરો તથા માત્રાઓ પણ છે અને એની તો પોતાને ખબર નથી. પણ આ વિઘ્નથી નિરાશ ન થતાં એમણે મુંબઈ પોતાના મિત્રને[23] લખી ગિરનારના શિલાલેખ સંબંધી કાંઈ પુસ્તકો કે માસિકો હોય તો ખરીદીને જૂનાગઢ મોકલવા લખ્યું અને એ મિત્રે એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલ, એશિયાટિક સોસાયટી ઑફ ગ્રેટબ્રિટન અને આયર્લૅંડ તથા બોમ્બે બ્રાન્ચ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટીનાં જર્નલો મોકલ્યાં. આ 'જર્નલો'એ ભગવાનલાલને નવું જોર આપ્યું. પછી તો છપાયેલા અભિલેખમાંથી જૂના અક્ષરની એક પંક્તિ કાગળમાં ઉતારી લે અને તેના પ્રત્યેક અક્ષર નીચે એનું દેવનાગરી રૂપાન્તર લખી લે અને એ રીતે જુદા જુદા અભિલેખોના અક્ષરોનો ઝીણવટથી અભ્યાસ

૨૨. આ મણિશંકર કીકાણીનું શ્રી. જયસુખરાય જોશીપુરાએ લખેલું ચરિત્ર સયાજી સાહિત્યમાળામાં ઈ. સ. ૧૯૨૦માં છપાયું છે.

૨૩. આ મિત્રનું નામ આ ચરિત્રમાં અગત્યનું હોવા છતાં એનું નામ કે એમણે જે જે જર્નલો મોકલ્યાં તેની વિગતો કશું શ્રી. ઝવેરીલાલ યાજ્ઞિકે નોંધ્યું નથી.

કરવાને લીધે જૂના પાલિ અક્ષરોનાં રૂપોમાં કાળક્રમે થયેલા ફેરફારો એમના ધ્યાનમાં આવી ગયા. આ રીતે કોઈની પણ દોરવણી વગર માત્ર છપાયેલા ઉત્કીર્ણ અભિલેખોની મદદ વડે જાતમહેનતથી પ્રાચીન લિપિનો પરિચય મેળવવાનો ભગવાનલાલે જે પ્રયાસ કર્યો તેથી જાણે એમના હૃદયાકાશમાં એ વસ્તુને પ્રકાશ આપનાર દીવો પ્રગટી ગયો. અને આ દીવાના પ્રકાશથી કોઈ નવો કે અપરિચિત અક્ષર નજરે પડે તો એને પોતે પકડી શકતા તથા ઉકેલી શકતા. ઉપર પ્રમાણે તૈયારી કર્યા પછી ગિરનારના રુદ્રદામનના શિલાલેખને ઉકેલવાનો પ્રયત્ન એમણે આરંભ્યો. તેઓએ ઝવેરીલાલને લખાવ્યું છે કે " રોજના ચાર વાગે એ લેખવાળી શિલા પાસે પહોંચી જાઉં એમ જૂનાગઢથી નીકળું અને સૂર્યાસ્તને જરાકવાર હોય ત્યાં સુધી એ લેખ ઉપર કામ કરૂં અને લગભગ દીવા ટાણે પાછો ઘેર પહોંચી જાઉં. આ રીતે રૂદ્રદામનના આખા લેખનો અક્ષરે અક્ષર હું વાંચી શક્યો એટલું જ નહિ પણ પ્રીન્સેપની નકલમાં જે અક્ષરો પડી ગયેલા તે તથા પ્રીન્સેપના અક્ષરાન્તરમાં જે ખોટા અક્ષરો ઘુસી ગયેલા તે પણ હું પકડી શક્યો. એટલે મેં રૂદ્રદામનના લેખનું એક નવું જ અક્ષરાન્તર તૈયાર કર્યું "

અહીં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે ભગવાનલાલે પહેલો પ્રયાસ રુદ્રદામનના અભિલેખના અક્ષરો ઉકેલવાનો કર્યો, એનું સાદું કારણ એ છે કે એ અભિલેખ સંસ્કૃત ભાષામાં છે અને પોતે સંસ્કૃત તો સારું જાણતા હતા એટલે અક્ષરો વાંચતાં આવડ્યા પછી અભિલેખ સમજવામાં મુશ્કેલી ન રહી. વળી ભાષાનું જ્ઞાન અક્ષરોને ઉકેલવામાં મદદ કરે. ત્રણ અક્ષરોવાળા શબ્દના બે અક્ષરો ઉકલે તો કયો શબ્દ હોવો જોઈએ એની અટકળ થતાં ત્રીજો અક્ષર ઊકલી જાય અને એ રીતે અક્ષરજ્ઞાનનું ભંડોળ વધતું જાય. ભારતીય પ્રાચીન લિપિશાસ્ત્રના આદ્ય દ્રષ્ટા પ્રિન્સેપે આ રીતે સાંચીના અનેક ટૂંકા અભિલેખોને છેડે આવતા **दानम्** શબ્દને પહેલો પકડ્યો એટલે તે પહેલાંનો **स** પણ ઊકલ્યો અને એ કૂંચીથી મહેનત કરતાં આખી વર્ણમાળા હાથ આવી ગઈ.[૨૪]

---

૨૪. જુઓ આર્ય વિદ્યાવ્યાખ્યાન માળામાં મુનિ જિનવિજયજીનું વ્યાખ્યાન.

રુદ્રદામનનો અભિલેખ ઊકલ્યા પછી સ્કંદગુપ્ત અને અશોકના એ જ પથરા ઉપરના અભિલેખો ભગવાનલાલે વાંચ્યા હશે. પછી તો "જેમજેમ વધારે સંખ્યામાં લેખો જોવામાં આવતા ગયા તેમતેમ એને ઉકેલવાની ભગવાનલાલની કુશળતા વધતી ગઈ" એમ ઝવેરીલાલ લખે છે. પણ કયા અભિલેખો એ વિગત નોંધી નથી. પણ ૧૮૫૪—૫૫ માં ભગવાનલાલને મૂળાક્ષરોનો કાગળ મળ્યા પછી એ ઉપરથી રુદ્રદામનનો લેખ ઉકેલતાં એકાદ વર્ષ જરૂર લાગ્યું હશે. પણ એકવાર આ જૂના અક્ષરો ઊકલવા માંડયા અને એ ઉકેલવાના કાર્યમાં રસ પડવા માંડયો એટલે સ્વાભાવિક રીતે ભગવાનલાલને એનો નાદ લાગ્યો. અલબત્ત એ વખતે આ જુવાનને આ વિદ્યાની કીમતની પૂરી ખબર નહોતી. એને તો એક પ્રકારની ધૂન લાગી હતી. એટલે એને મળેલાં એશિયાટિક સોસાયટીઓનાં જર્નલોમાં છપાતા અભિલેખોના અક્ષરો બેસારવાનો પ્રયાસ તેઓ કર્યા કરતા હશે એ ઉપરાંત જૂનાગઢની બજારમાંથી મળી આવેલા સિક્કાઓ પણ હવે ભગવાનલાલે જોવા તથા એકઠા કરવા માંડયા હતા. આ વિષયમાં ભગવાનલાલની પ્રમતિની ખ્યાતિ કર્નલ લેંગના કાન સુધી પહોંચતાં એણે ભગવાનલાલને "નાનો પુરાવિદ" કહીને ઓળખાવવાનું શરૂ કર્યું.

ઈ. સ. ૧૮૫૯ માં કામચલાઉ પોલિટિકલ એજન્ટ તરીકે એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ કાઠિયાવાડમાં ગયા અને રાસમાળાના આ લેખકને જૂની શોધખોળનો શોખ હોવાથી ભગવાનલાલ તરફ એનું ધ્યાન ખેંચાયું. અને ૧૮૬૦ માં મુંબઈ ગયા પછી એમણે જ ડૉ. ભાઉદાજીનું લક્ષ કાઠિયાવાડના આ ઊગતા પુરાવિદ જુવાન તરફ ખેંચ્યું.

## ૩. ડૉ. ભાઉદાજી

ઈ. સ. ૧૮૬૧ થી ઈ. સ ૧૮૭૪ માં ડૉ. ભાઉદાજીનું અવસાન થયું ત્યાંસુધી ડૉ. ભાઉદાજી સાથે ભગવાનલાલનો સંબન્ધ અવિચ્છિન્ન ચાલુ રહ્યો છે. ઝવેરીલાલ કહે છે તેમ તેર વર્ષ સુધી એ એની પુરાવિદ્યાની પેઢી ભાગીદારીમાં ચાલી હતી. અને આ પેઢીના કાર્યનું સ્વરૂપ સમજવા માટે એ પેઢીના મોટા ભાગીદાર ડૉ. ભાઉદાજીના જીવન[1] ઉપર નજર નાખી લેવાની જરૂર છે.

ડૉ. રામકૃષ્ણ વિઠ્ઠલ ઉર્ફે ભાઉદાજી લાડ એ ઈ. સ. ૧૮૫૨થી ૧૮૭૪ સુધી મુંબઈના એક અગ્રગણ્ય શહેરી હતા. તેઓ મોટા પરોપકારી દાકતર, સારા સમાજસેવક, એક વિદ્યાપ્રેમી અને ભારતીય પુરાવિદ્યાના એ વખતના વિરલ અભ્યાસીઓમાંના એક હતા.

ડૉ. ભાઉદાજીનો ઈ. સ. ૧૮૨૨ માં ગોવા પ્રાન્તના એક નાના ગામડામાં જન્મ થયો હતો. તેઓના વડીલ એ બાળકને 'ભાઉ' કહીને બોલાવતા અને પાછળથી એ નામથીજ તેઓ પ્રસિદ્ધ થયા.

ડૉ. ભાઉદાજીના જન્મ પછી એક વર્ષે ઈ. સ. ૧૮૨૩ માં "બોમ્બે નેટીવ એજ્યુકેશન સોસાયટી" એ નામની શિક્ષણસંસ્થાની સ્થાપના થઈ અને તેમાં શિક્ષણ આપવા માટે મુંબઈના ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને વિલાયતથી એક પ્રોફેસરને ઇ. સ. ૧૮૩૩ માં બોલાવ્યો અને એ સંસ્થાને કોલેજનું રૂપ આપ્યું; અને ૧૮૪૦ માં એમાંથી એલ્ફિન્સ્ટન

---

૧. ડૉ. ભાઉદાજીના ચરિત્રને લગતી જે વિગતો અહીં આપી છે તે ભારત ગૌરવ ગ્રન્થમાળાના ૯૫મા પુષ્પ તરીકે ૧૯૩૧માં પ્રસિદ્ધ થયેલા ડૉ. ભાઉદાજીના મરાઠી ચરિત્રમાંથી લીધેલી છે.

ઇન્સ્ટિટ્યૂટ થયું. આ સંસ્થામાંથી જે પહેલા જ ત્રણ પદવીધરો નીકળ્યા તેમાંના એક ભાઉદાજી હતા.

ભાઉદાજીએ પરીક્ષામાંથી ઉત્તીર્ણ થયા પછી એ જ સંસ્થામાં રૂ. ચાળીશના પગારની સહાયક શિક્ષકની નોકરી ઈ. સ. ૧૮૪૩ માં સ્વીકારી, કારણ કે એના પિતા તો વાનપ્રસ્થ થઈને એલીફન્ટાના ડુંગર ઉપર જઇને રહ્યા હતા.

આ અરસામાં જ એટલે ઈ. સ. ૧૮૩૫ માં એ વખતના મુંબઇના ગવર્નર સર રોબર્ટ ગ્રાન્ટને મુંબઇમાં દાક્તરી શિક્ષણની વ્યવસ્થા કરવાની આવશ્યકતા લાગી અને તેણે સરકારી અધિકારીઓમાં ચર્ચા પણ શરૂ કરી; પણ ૧૮૩૮ માં એનું અવસાન થતાં સુધી કાંઈ પરિણામ ન આવ્યું. પણ તેની પાછળ મુંબઇના શહેરીઓની જે શોકસભા થઈ તેમાં મુંબઇમાં એક દાક્તરી કૉલેજ કાઢવી અને તેને ગ્રાન્ટ મેડિકલ કૉલેજ નામ આપવું એવો ઠરાવ થયો; અને ફાળો થઇને ઈ. સ. ૧૮૪૫ માં એ કૉલેજ ઊઘડી પણ ખરી. પણ જે શિક્ષણમાં મડદાં ચીરવાં પડે એમાં ઉચ્ચ વર્ણના હિંદુઓ પડે શી રીતે એ મોટો પ્રશ્ન ઉત્પન્ન થયો. છતાં નવાઈની વાત છે કે એ ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં જે પહેલા બાર વિદ્યાર્થીઓ દાખલ થયા તેમાં ત્રણ હિંદુ—ત્રણેય મહારાષ્ટ્રી ભાઇઓ હતા અને એ ત્રણમાંના એક ભાઉદાજી હતા. પણ ભાઉદાજીને નોકરી કરતાં કરતાં દાક્તરી ભણવાનો વિચાર કેમ સૂઝયો? ગિબ્સ તો ધારે છે કે 'દાક્તરી ભણવાથી પોતાની શોધકબુદ્ધિનો વિકાસ થશે અને પોતાના દેશને જેની ઘણી જરૂર છે તે સેવા કરવાનો માર્ગ મળશે' એમ ભાઉદાજીએ ધાર્યું હશે. ગમે તેમ પણ મેડિકલ કૉલેજમાં જ અમુક વખતની નોકરી કરતાં કરતાં ભાઉદાજીએ ભણવાનું ચાલુ કર્યું. અને ૧૮૫૧ માં જે પહેલા આઠ દાક્તરો (ત્રણ હિંદુ, ત્રણ ખ્રિસ્તી અને બે પારસી) પાસ થઇને નીકળ્યા તેમાં ભાઉદાજી પણ એક હતા. ત્યારે પદવીઓ આપનારી મુંબઈ યુનિવર્સિટી હજી જન્મી નહોતી પણ 'બોર્ડ ઑફ એજ્યુકેશન' હતું અને દાક્તર માટે જી. જી. એમ. સી. ની પદવી હતી.

વળી સરકારે આ નવા દાક્તરો માટે સબ આસિસ્ટંટ સર્જનની નવી જગ્યાઓ કાઢી અને પહેલા સાત પદવીધરોની એ જગ્યાએ નિમણૂક કરી. ડૉ. ભાઉદાજી પણ સબ આસિસ્ટંટ સર્જન થયા. પણ થોડા દિવસમાં જ વિલ્સને કહ્યું છે તેમ વૈદ્યક ધંધામાં તથા વિદ્યાકાર્યમાં યથેચ્છ પ્રવૃત્તિ અને ઉન્નતિ સાધી શકાય એ હેતુથી ડૉ ભાઉદાજીએ નોકરી છોડી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો અને બેચાર વર્ષમાં જ પોતાની અપ્રતિમ કુશળતા, મનની મોટાઈ, ભૂતદયાની વૃત્તિ અને સદાચારને લીધે દાક્તર તરીકે એટલી ખ્યાતિ મેળવી કે વિલાયતનાં લેન્સેટ જેવાં દાક્તરી વિષયમાં અત્યંત પ્રમાણભૂત સામયિકમાં ઈ. સ. ૧૮૫૫ (જાનેવારી)માં જ ડૉ. ભાઉદાજી વિશે નીચેની મતલબનાં પ્રશંસાવચનો લખવામાં આવ્યાં: "એનો (ડૉ. ભાઉદાજીનો) ધંધો હમણાં એટલો સફળ અને સમૃદ્ધ ચાલે છે કે આપણા પહેલા વર્ગના અંગ્રેજ ચિકિત્સકોમાંથી પણ કોઈ, ધંધાનાં પહેલાં દશ વર્ષમાં એટલી સિદ્ધિ માટે ગર્વ લઈ શકે એમ નથી.

વળી એ દેશમાં આ દાક્તરી ધંધાની નવીનતા તથા કોઈપણ જાતના બૌદ્ધિક શ્રમ માટે આર્થિક બદલો આપવા તરફ લોકોનો અણગમો હોવા છતાં એની પ્રેક્ટિસ એટલી ચાલે છે કે એની ઉમરનો કોઈ પણ અંગ્રેજ ચિકિત્સક એથી અભિમાન લે. તેઓ વિદ્વાન અને કુશળ ચિકિત્સક છે અને લગભગ એકધારી સફળતાથી અનેક અઘરાં શસ્ત્રકર્મો પણ તેણે કર્યાં છે."

દાક્તર થયે ચાર જ વર્ષ પછીની આ પ્રશંસા છે. વખત જતાં ખ્યાતિ અને સમૃદ્ધિ વધ્યાં હોય એ સ્વાભાવિક છે. એ વખતના અતિપ્રખ્યાત દાક્તર તેઓ હતા. પણ ભૂત દયા માટે વૈદ્યક કરવાનો ચરકે આપેલો ઉપદેશ એમના લોહીમાં ઊતરી આવ્યો હતો અને તેઓ પોતાની સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિના લોકોને ઘેર મફત જોવા જતા અને સારસ્વત નાતનાં કે કોઈપણ નાત જાતનાં અતિશય ગરીબોને તો દવા સાથે ખોરાક પણ પહોંચાડતા. ડૉ. ભાઉદાજી અતિશય ઉદાર સજ્જન હતા. એના આશ્રિત શાસ્ત્રીઓ—જેની સંખ્યા નાની નહોતી—એને અવંતીનો ભોજ કહેતા.

પાશ્ચાત્ય કેળવણી લેનારા મુંબઈના પહેલા હિંદી જુવાનોમાંના અગ્રણી હોઈને ડૉ. ભાઉદાજીના ચિત્તમાં અંગ્રેજી ભાષાના જ્ઞાન વડે જેટલા વિષયોમાં પ્રવેશ થઈ શકે તેટલા વિષયોમાં પ્રયત્ન કરવો એવી ઉત્કંઠા જાગી. બીજી તરફથી એ પહેલા સુશિક્ષિતોના ચિત્તમાં દેશહિતની પણ પ્રબળ વાસના જાગી હતી, એટલે જે જે જ્ઞાન કે ઉપાયથી લોકહિત થવામાં મદદ થાય એ બધું શક્તિશાળી માણસે ગ્રહણ કરવું જોઈએ એવું તેઓ માનતા હતા. એ જ કારણથી દાદાભાઇ નવરોજજીથી પણ ત્રણ વર્ષ ઉમરમાં મોટા અને સર ફિરોજશાહ મહેતાના દાક્તર[2] ભાઉદાજીએ રાજકીય ચળવળ માટે કલકત્તાની "બ્રિટિશ ઇન્ડિયન એસોશિયેશન"ને મળતી મુંબઇમાં જે 'બોમ્બે એસોશિયેશન'ની ઇ. સ. ૧૮૫૨માં સ્થાપના થઇ તેનું મંત્રીપદ સ્વીકાર્યું હતું. નેવું વર્ષ પહેલાંની, મુખ્યત્વે અરજીરૂપ, રાજકીય ચળવળનું આપણા સ્વાતંત્ર્યયુદ્ધના ઇતિહાસમાં સ્થાન નક્કી કરવાનો અહીં પ્રસંગ નથી, પણ ડૉ. ભાઉદાજીની ધગશ સાધારણ નહોતી. ઇ. સ. ૧૮૫૪માં અંગ્રેજ મેજિસ્ટ્રેટને હાથે જેને અન્યાય થયેલો એવા એક ગરીબ દરજીને ન્યાય અપાવવા માટે એ વખતની સુપ્રીમ કોર્ટમાં પોતાના ખીસાના રૂ. દશ હજાર ખરચીને લડીને ડૉ. ભાઉદાજીએ ન્યાય અપાવ્યો હતો.[3]

જેમ રાજકીય ચળવળમાં તેમ સામાજિક સુધારણાની ચળવળમાં પણ ડૉ. ભાઉદાજી ભાગ લેતા. ઈ. સ. ૧૮૪૮માં મુંબઇમાં સ્ટુડન્ટ્સ લિટરરી સોસાયટીદ્વારા પહેલી કન્યાશાળા ઉઘાડવામાં આવી અને આ એસોશિયેશનના ડૉ. ભાઉદાજી પહેલાં સભાસદ હતા અને પાછળથી અધ્યક્ષ હતા.

---

૨. સર ફિરોજશાહ મહેતા સાત વર્ષની ઉમરે સખત માંદા પડેલા અને કેટલાક દિવસ સુધી તાવમાં બેભાન રહ્યા હતા. એ વખતે ડૉ. ભાઉદાજીએ એની તબિયત જોઈને કહેલું કે આ રોગ મગજની અતિ ચંચળતાનું પરિણામ છે અને જો આ છોકરો સાજો થશે તો મોટો માણસ થશે. (એચ. વી. મોદીએ લખેલું સર પી. એમ. મહેતાનું ચરિત્ર–ડૉ. ભાઉદાજીનું ચરિત્ર પૃ. ૧૫)

૩. જુઓ ડૉ. ભાઉદાજીનું મરાઠી ચરિત્ર પૃ. ૮૨ થી ૮૪. આ દરજીના અન્યાયનો પ્રસંગ ત્યાં સવિસ્તર વર્ણવેલો છે.

અને એ મુદત દરમિયાન એમણે લુહારચાલની એક કન્યાશાળા પોતાને ખર્ચે ચલાવી હતી.

હિંદુ સોશિયલ રિફૉર્મ એસોશિયેશનના તેમ જ પુનર્વિવાહોત્તેજક મંડળીના પણ ડૉ. ભાઉદાજી સભાસદ હતા, અને ઈ. સ. ૧૮૬૯ માં વિષ્ણુપંત કરમરકરનો પ્રથમ પુનર્વિવાહ થયો ત્યારે ડૉ. ભાંડારકર, રા. સા. મંડલિક, વગેરે સાથે ડૉ. ભાઉદાજી પણ હાજર હતા.[૪]

આ સામાજિક સુધારાના પ્રસંગમાં કહેવું જોઈએ કે કવિ નર્મદાશંકર અને કરસનદાસ મૂળજી જેવા ગુજરાતી સુધારક વીરનરો સાથે ડૉ. ભાઉદાજીને સારો સંબંધ હતો. ખરી રીતે ડૉ. ભાઉદાજી નર્મદાશંકરના પહેલાં શિક્ષક હતા[૫] અને પાછળથી મિત્ર[૬] હતા, અને મહારાજ લાયબલ કેસમાં યદુનાથ મહારાજના રોગ વિશે[૭] દાક્તર તરીકે પોતે જે જાણતા હતા તે સાક્ષી તરીકે સ્પષ્ટ કહીને સમાજસુધારક તરીકે હિંમત બતાવી હતી.

એ વખતના સુશિક્ષિત અને પ્રતિષ્ઠિત હિંદુ અગ્રેસર તરીકે ડૉ. ભાઉદાજી, ઉપર કહ્યું તેમ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેતા હતા પણ, તેમણે મોટું નામ કાઢયું તે તો વિદ્યાવિષયક પ્રવૃત્તિથી; અને અહીં પ્રસ્તુત પણ એ જ છે.

જ્ઞાન મેળવવાની ડૉ. ભાઉદાજીને ભારે ઉત્કંઠા રહેતી અને મેડિકલ કૉલેજમાં ગયા પછી વનસ્પતિશાસ્ત્ર, રસશાસ્ત્ર વગેરેનો અભ્યાસ વધારવા સાથે માત્ર તે તે વિષયનાં પાઠય પુસ્તકોથી સંતોષ ન માનતાં ડૉ. ભાઉદાજીએ આ દેશની વનસ્પતિનો પરિચય મેળવવાનો પણ પ્રયાસ કરવા માંડયો. વળી

૪. એક દિવાળી નામની ગુજરાતી બાઈએ ઈ. સ. ૧૮૬૦ માં પુનર્વિવાહ કરેલો અને એ કરાવી આપવામાં કવિ નર્મદાશંકર આદિ બુદ્ધિવર્ધક સભાના સભાસદો હતા (જુઓ મારી હકીકત ૭૩–૭૪).

૫. મારી હકીકત પૃ. ૨૮

૬. એજન પૃ. ૫૨ અને ૬૪

૭. જુઓ મહારાજ લાયબલ કેસ.

સંસ્કૃત જાણનાર એ દાક્તરે આયુર્વેદિક દવાઓની આધુનિક વૈજ્ઞાનિક રીતે શોધખોળ કરી જોવાના પ્રયાસો કર્યા છે.

પણ વિશેષ પ્રવૃત્તિ ડૉ. ભાઉદાજીએ પુરાવિદ્યાના ક્ષેત્રમાં કરી છે અને નામના પણ એમાં જ મેળવી છે. ઇ. સ. ૧૭૮૪ માં સર વિલિયમ જોન્સને હાથે સ્થપાયેલી એશિયાટિક સોસાયટીથી આ દેશમાં આધુનિક પ્રાચ્ય વિદ્યાનો આરંભ થયો. અને ચાર્લ્સ વિલ્કિન્સ, હેનરી કોલબ્રુક વગેરે અંગ્રેજ વિદ્વાનો દ્વારા સંસ્કૃત વિદ્યા જગતમાં જાણીતી થવા માંડી હતી તથા ભારતીય ઇતિહાસનાં સાધનોની શોધખોળ શરૂ થઈ હતી.[૮]

કલકત્તામાં સ્થપાયેલી સોસાયટીનો દાખલો જોઈને વિલાયતમાં તથા મુંબઈમાં પણ એશિયાટિક સોસાયટીની સ્થાપના થઈ અને સોસાયટી-ઓનાં જર્નલોમાં ભારતીય શોધખોળ વિષયક લેખો છપાવા માંડ્યા.

મુંબઈની રોયલ એશિયાટિક સોસાયટી 'લિટરરી સોસાયટી ઓફ બોમ્બે' નામથી સ્થપાઇ હતી ઇ. સ. ૧૮૦૪ માં, પણ એનું સ્વતંત્ર જર્નલ તો ઈ. સ. ૧૮૪૧ માં શરૂ થયું. આ સોસાયટીમાં પહેલાં તો એકલા યુરોપિયન સભ્યોને જ દાખલ કરવામાં આવતા, પણ ઈ. સ. ૧૮૪૦ માં દેશી ગૃહસ્થો માટે સભાસદ થવાની છૂટ થઇ, જેનો પહેલો લાભ એ જ વર્ષમાં માણેકજી ખર્સેદજીએ લીધો.

મુંબઈમાં આ પુરાવિદ્યાની શોધખોળમાં સૌથી પ્રથમ રસ લેનાર દેશી ગૃહસ્થ તો બાલશાસ્ત્રી જાંભેકર હતા.[૯] પછી ડૉ. ભાઉદાજી જેને પણ આ પુરાવિદ્યા તરફ આકર્ષણ થયું, તેઓ ઇ. સ. ૧૮૫૨ માં આ સોસાયટીના સભાસદ થયા. એ વખતે પશ્ચિમ હિંદમાં પ્રાચીન સંસ્કૃત સાહિત્યની શોધખોળનું કાર્ય ડૉ. વિલ્સન

---

૮. જુઓ આર્ય વિદ્યાવ્યાખ્યાનમાળામાં મુનિ જિનવિજયજીનું વ્યાખ્યાન.

૯. મુંબઈ રો. એ. સો. નાં ૧૮૪૨ થી ૪૭ સુધીનાં જર્નલોમાં આ શાસ્ત્રીના ૫-૭ નિબંધો છપાયા છે.

કરતા હતા. જનરલ કનિંગહામ ખોદકામ દ્વારા મળેલા તથા જૂનાં ખંડે-રોમાંથી મળેલા જૂના અભિલેખો ઉકેલવાનું કામ કરતા હતા. ટોમસ તામ્ર-પત્રો ઉકેલતા હતા. મેડોઝ ટેલર સિક્કાઓ વાંચવાના પ્રયાસમાં ગૂંથાઇ ગયા હતા. પોતાના વખતમાં ચાલતી આ બધી તથા પહેલાં થઇ ગયેલી શોધ-ખોળથી માહિતગાર રહેવાનું ડૉ. ભાઉદાજીએ ઇ સ. ૧૮૫૨ થી શરૂ કર્યું અને ધીમે ધીમે પુરાવિદ્યામાં સક્રિય ભાગ લેવા માંડયો. શરૂઆત એમણે સંસ્કૃત ગ્રન્થકારોના સમયની ચર્ચાથી કરી. આ પ્રકારનો સંશોધનાત્મક પહેલો લેખ ડૉ. ભાઉદાજીએ કાલિદાસ વિશે લખ્યો છે.[૧૦] પણ પ્રાચીન ઉત્કીર્ણ અભિલેખો, જૂનાં મકાનો, જૂનાં તામ્રપત્રો, જૂના સિક્કાઓ વગેરેની શોધખોળ કર્યા વગર આ દેશના ભૂતકાળને યથાર્થ ઉકેલી શકાય એમ નથી એ ડૉ. ભાઉદાજી જાણતા હતા અને પ્રિન્સેપ આદિનાં લખાણોની મદદથી જૂના અભિલેખો ઉકેલવાના પ્રયત્નમાં હતા જ. આ અરસામાં જ ફાર્બસ સાહેબે એમને જૂનાગઢના બ્રાહ્મણ જુવાન ભગવાનલાલની વાત કરી.

ડૉ. ભાઉદાજીએ ઇ. સ. ૧૮૬૧ ના ઓક્ટોબરમાં ભગવાનલાલને મુંબઇ તેડાવ્યા અને ભગવાનલાલ એ નિમંત્રણને કબૂલ રાખી સાહ ક્ષત્રપ સિક્કાઓ સાથે લઇ મુંબઇ જવા નીકળ્યા. એ વખતે કાઠિયાવાડમાં રેલવે નહોતી. ઇ. સ. ૧૮૫૩ માં મુંબઇથી થાણાની પહેલી રેલવે ચાલુ થઈ હતી અને ૧૮૬૦ માં બી. બી. સી. આઇ. નો પહેલો કટકો ચાલુ થયો હતો; પણ ભગવાનલાલ મુંબઇ આવવા નીકળ્યા ત્યારે હજી અમદાવાદથી વલસાડ સુધી જ રેલવે હતી. આ રેલવે થયા પહેલાં કાઠિયાવાડ કચ્છનાં પોરબંદર, જામનગર, ભાવનગર, માંડવી વગેરે બંદરેથી કાઠિયાવાડીઓ તથા કચ્છીઓ મોટે ભાગે વહાણ રસ્તે અને કવચિત્ પગ રસ્તે, જ્યારે અમદાવાદ વગેરે મધ્ય ભાગના લોકો મોટે ભાગે પગ રસ્તે ધંધાઅર્થે

---

૧૦. જર્નલ ઑફ બો. બ્રે. રો. એ. સો. ના છઠ્ઠા ગ્રન્થમાં આ લેખ છપાયો છે.

મુંબઇ જતા હતા.[૧૧] પ્રશ્નોરામાંથી પણ કોઇ કોઇ મુંબઇ જવા માંડયા હતા પોરબંદરના ભાટિયાઓ મુંબઇમાં વેપારથી પૈસાવાળા થયા હોવાથી ત્યાંના પ્રશ્નોરાઓ પણ મુંબઈ તરફ આકર્ષાયા. ભગવાનલાલના પિતા વિ. સં. ૧૯૧૩ મુંબઇ ગયા હોવાની નોંધ મળે છે. ભગવાનલાલ પોતે કેવી રીતે મુંબઈ ગયેલા તેની નોંધ એમણે પોતે જ કરી છે. અમદાવાદ સુધી બળદ ગાડીમાં ગયા, અમદાવાદથી વલસાડ નવી જ થયેલી રેલગાડીમાં ગયા, અને વલસાડથી પગરસ્તે સામાન પોઠિયા ઉપર ચડાવી પગે ચાલતા ધરમપુર સુધી ગયા, અને ત્યાંથી વીશ માણુસ વચ્ચે ત્રણ ગાડાં, ૧૩ મજૂર અને એક સિપાઇ લઇ નાશિક ગયા; અને પાછા ઇગતપુરીથી રેલવેમાં બેસી મુંબઇ પહોંચ્યા. વઢવાણથી જેઠ વદ બીજે નીકળેલા તે સોળ દિવસે આષાઢ સુદ ત્રીજે મુંબઇ પહોંચ્યા.

૧૧. કવિ નર્મદાશંકરની બાલ્યાવસ્થામાં સૂરતથી મુંબઈ વહાણનો તથા ગાડાનો એમ બે રસ્તા હતા અને નર્મદાશંકર પોતાની મા સાથે મોટે ભાગે ગાડારસ્તે જતા આવતા એવું એમણે પોતે જ નોંધ્યું છે. ( જુઓ મારી હકીકત પૃ. ૨૫ ).

# ૪. ડૉ. ભાઉદાજી અને ભગવાનલાલ

**મુંબઈ પહોંચીને** ડૉ. ભાઉદાજીને ભગવાનલાલ મળ્યા. ડૉ. ભાઉદાજી જેવા પાકટ ઉમરના, અનુભવી અને ચકોર માણસને ભગવાનલાલની કીમત સમજાતાં તથા એ જુવાનની શક્તિઓને કેવી રીતે ખીલવી શકાય તથા ઉપયોગમાં લઈ શકાય એનો વિચાર બાંધતાં વાર ન લાગી, અને યોજનાપૂર્વક કાર્ય કરતા હોય તેમ તેઓએ તરત જ મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીના પ્રમુખ ન્યૂટન સાથે ભગવાનલાલનો પરિચય કરાવ્યો. એ વખતે ન્યૂટન ક્ષત્રપ સિક્કાઓ ઉપર એક લેખ લખતા હતા. ભગવાનલાલે પોતે જૂનાગઢથી સાથે લીધેલા સાઠ ક્ષત્રપ સિક્કાઓ ન્યૂટન સાહેબને બતાવ્યા, એટલું જ નહિ, પણ એમાંના એક સિક્કા ઉપર નહપાનનું નામ હતું તે તથા બીજા સિક્કાઓ ઉપરનું લખાણ પણ સ્પષ્ટ વાંચી સંભળાવ્યું; આથી ન્યૂટન સાહેબ બહુ ખુશી થયા.

ભગવાનલાલે વળી પોતાની સાથે આણેલ ગિરનારના અભિલેખોનાં શુદ્ધ અક્ષરાન્તરોની નકલો ડૉ. ભાઉદાજીને આપી અને ગિરનારના ત્રણેય અભિલેખોને ઉકેલવાનું સમગ્ર કાર્ય નવેસરથી કરવાની જરૂરિયાત દર્શાવી. ડૉ. ભાઉદાજીએ જોયું કે પ્રિન્સેપના પુરાવિદ્યાના નિબંધોની થોમસની આવૃત્તિ[1]માં છપાયેલ રુદ્રદામનના ગિરનારના અભિલેખનું વિલ્સનનું ભાષાન્તર ઘણું અશુદ્ધ છે; એટલે ડૉ. ભાઉદાજીએ ભગવાનલાલને આ કામ માટે પાછા જૂનાગઢ મોકલ્યા.

જૂનાગઢ જતાં ભગવાનલાલને પિતાના મરણના ખબર પડયા[2]

---

૧. એસેસ ઓન ઇન્ડિયન એન્ટિકિવટીઝ બાઈ જેમ્સ પ્રિન્સેપ. થોમસની આ. ૧૮૫૮.

૨. ઝવેરીલાલ યાજ્ઞિકે આમ લખ્યું છે, પણ ભગવાનલાલ જૂનાગઢ પહોં-

એટલે પિતાનું શ્રાદ્ધ તથા એના અંગનું જ્ઞાતિ ભોજનાદિ કાર્ય પૂરું કર્યા પછી તેઓએ ગિરનાર જઈ રુદ્રદામનના તથા સ્કન્દગુપ્તના અભિલેખોની કાગળ ઉપર તેમ જ કપડાં ઉપર પ્રતિકૃતિઓ લીધી. વળી હાથથી પણ લેખની નકલ ઉતારી. અને એ બધું ડૉ. ભાઉદાજીને મુંબઈ મોકલ્યું. આ વખતે ભગવાનલાલને આ કાર્યમાં જૂનાગઢમાં મદદ કરવા માટે એમના સમવયસ્ક શ્રી. વલ્લભજી હરિદત્ત આચાર્યને ડૉ. ભાઉદાજીએ મહિને રૂ. દશના પગારથી રોક્યા હતા[3] ડૉ ભાઉદાજી આ કામથી ઘણા ખુશ થયા. તેઓએ ઈ. સ. ૧૮૬૨ના ઑગસ્ટની ૧૪ મી તારીખે મુંબઈની રૉ. એ. સોસાયટી આગળ જૂનાગઢના ખડક ઉપરના "શાહ અથવા રુદ્રદામનના તથા સ્કન્દગુપ્તના અભિલેખનાં પ્રતિકૃતિ, અક્ષરાન્તર અને ભાષાન્તર," એ વિષય ઉપર એક નિબંધ વાંચ્યો,[4] જેમાં ભગવાનલાલ વિશે કહ્યું કે "શાહલેખનું વિલ્સનનું ભાષાન્તર શુદ્ધ નથી. અને મેં એક બ્રાહ્મણ જુવાન જેને સંસ્કૃતનું અને ગુફાઓના અક્ષરોનું સામાન્ય જ્ઞાન છે તેને મારી પાસે રાખ્યો છે. મેં જૂના અક્ષરોનો અભ્યાસ વધારવામાં એને ઉત્તેજન આપ્યું. અને ગયે વર્ષે જૂનાગઢના પથ્થર ઉપરના ત્રણેય મોટા અભિલેખોની નકલો, ઉતાવળ કર્યા વગર અને અત્યંત સંભાળથી લેવા માટે એને રોક્યો. એ પથ્થર ઉપર ત્રીજો અભિલેખ અશોકના પ્રખ્યાત શાસનોનો છે. તેણે લીધેલી નકલો મુંબઈ મગાવી ધ્યાનથી તપાસતાં મને પૂરો સંતોષ ન થવાથી જુવાન પંડિતને પાછો જૂનાગઢ મોકલ્યો, જ્યાં તેણે અને એક બીજા માણસે[5] એકબીજાથી સ્વતંત્ર રીતે નકલ ઉતારી અને પછી કાગળ ઉપર તથા કપડાં ઉપર પ્રતિકૃતિ લીધી. વળી હાથથી ઝીણા અક્ષરમાં ઉતારેલી અભિલેખની નકલ મને મુંબઈ મોકલી અને એ

સ્થા પછી પિતાનું અવસાન થયું કે પહેલાં થયું હતું એ સમજાતું નથી. બેમાંથી એકેય બનાવની તારીખ પણ નથી મળતી.

૩. જુઓ ગ્રન્થ અને ગ્રન્થકાર પુ. ૭ માં વ. હ. આચાર્યનું ચરિત્ર.

૪. જુઓ જ. બો. બ્રે. રૉ. એ. સો. ગ્ર. ૭ પૃ. ૧૧૩.

૫. આ બીજા માણસ તે શ્રી. વલ્લભજી હરિદત્ત આચાર્ય.

નકલ કરનારા જૂનાગઢ રહ્યા, જેથી હું યોગ્ય સૂચનાઓ મોકલી શકું. અને મારા વિદ્વાન પંડિત પાંડુરંગ ગોપાલ પાધ્યે સાથે બધાં પાઠાન્તરો સંભાળપૂર્વક વિચારી લીધા પછી એ સર્વનું પરિપકવ ફળ સોસાયટી આગળ રજૂ કરવામાં આવે છે. વેસ્ટરગાર્ડ અને જેકબની નકલો માર્ગદર્શક તરીકે મને ઘણી ઉપયોગી થઇ છે, પણ લેખ ઉકેલવા માટે અપૂર્ણ માલૂમ પડી છે."

પ્રિન્સેપના ભાષાન્તરથી ઘણા અગત્યના મુદ્દાઓની બાબતમાં આ ભાષાન્તર જુદું પડતું હતું, કારણ કે પ્રિન્સેપની પ્રતિકૃતિ અશુદ્ધ હતી. સરોવરનું નામ 'સુદર્શન' જે અભિલેખના આરંભમાં જ આવે છે તે જ પ્રિન્સેપને ઉકલ્યું નહોતું. અને અભિલેખના રુદ્રદામનને બદલે પ્રિન્સેપે અરિદામ વાંચ્યું હતું. વળી ડૉ. ભાઉદાજીના ભાષાન્તરથી રુદ્રદામન્ સ્વામી ચષ્ટનનો પુત્ર નહિ પણ પૌત્ર હતો એ અગત્યની ઐતિહાસિક હકીકત પ્રકટ થઇ હતી. અભિલેખમાં રુદ્રદામનના પિતાનું નામ જે પંક્તિમાં હતું તે પંક્તિ પથ્થર તૂટી જવાથી નષ્ટ થઇ છે. ડૉ. ભાઉદાજીના ભાષાન્તરે વળી એ પણ બતાવ્યું કે પ્રિન્સેપે કહ્યું હતું તેમ સરોવર બાંધનાર કોઈ કંટ્રાકટરનું નામ પલ્હવમાવ્ય ન હતું, પણ રુદ્રદામનના આનર્ત અને સુરાષ્ટ્રના સુવિશાખ નામના પલ્હવ સૂબાએ સરોવરને સમરાવ્યું હતું. આ સુવિશાખ એ ફારસી શીઅબક્ષનું સંસ્કૃત રૂપાન્તર છે,[૬] એમ ડૉ. ભાઉદાજીનું માનવું હતું.

જૂનાગઢના આ અભિલેખોના કામે ડૉ. ભાઉદાજીને સમગ્ર રીતે લેતાં એટલો બધો સંતોષ આપ્યો કે ભગવાનલાલને કાયમ માટે પોતાની નોકરીમાં રાખી લેવાનો તેમણે નિશ્ચય કર્યો અને ભગવાનલાલને મુંબઈ આવવા લખ્યું, અને સાથે પોતે બધી જાતની મદદ કરશે તથા અત્યાર સુધીના કામથી પ્રાચીન શોધખોળના ક્ષેત્રમાં જે શક્તિ ભગવાનલાલે બતાવી હતી

૬. શીઅબક્ષ કરતાં સુબક્ષ (પાણી આપનાર) કે સીબક્ષ (ત્રીશ આપનાર) જેવો ઈલ્કાબ આ હોય એવો તર્ક શ્રી. ઉમાશંકર જોષીએ કર્યો છે.
(બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૭ અં. ૧ પૃ. ૨૦ની ટીપ.)

તેના વિકાસમાં દરેક જાતની અનુકૂળતા પોતે કરી આપશે એમ પણ જણાવ્યું હતું.

આ પ્રમાણે ડૉ. ભાઉદાજીએ તેડાવવાથી ઇ. સ. ૧૮૬૨ના એપ્રિલની ૨૪મી એ ભગવાનલાલ મુંબઇ આવ્યા. ડૉ. ભાઉદાજીએ એને ખૂબ આદરથી પોતાની પાસે રાખ્યા. ભગવાનલાલ માટે સ્વતંત્ર ઘરની સગવડ ન થઇ શકે ત્યાંસુધી પોતાના ઘરના આંગણામાં ડૉ. ભાઉદાજીએ એક તંબૂ ઊભો કરાવી એમાં એને રાખ્યા. આ રીતે આ બે પંડિતો વચ્ચે જે સાહિત્ય-સંબન્ધ બંધાયો તે ડૉ. ભાઉદાજીના કૈલાસવાસ પર્યંત ચાલ્યો. ખરી રીતે ભગવાનલાલ ડૉ. ભાઉદાજીના નોકર હતા અને શિષ્ય પણ હતા. ભગવાનલાલ પણ ડૉ. ભાઉદાજી તરફ હમેશાં શેઠ અને ગુરુ તરીકે માન ભરેલું વર્તન રાખતા; પણ ઝવેરીલાલ કહે છે તેમ આ બે પંડિતો વચ્ચે સાચો સંબન્ધ એક પ્રકારની ભાગીદારીનો હતો, અને આ દેશના પ્રાચીન અવશેષોની શોધખોળ કરવી અને ભારતના પ્રમાણભૂત ઇતિહાસ સંબંધી જ્ઞાનની મર્યાદાઓને વિસ્તારવી એ આ બે પંડિતોની ભાગીદારીવાળી પેઢીનો ઉદ્દેશ હતો.

ડૉ. ભાઉદાજી એ વખતે મુંબઇના અતિશય બહોળી ‘પ્રેક્ટિસ’-વાળા દાક્તર હતા અને આપણે પહેલાં જોયું તેમ બીજી પણ અનેકવિધ પ્રવૃત્તિઓમાં કાયમ ભાગ લેતા હતા. એમને પ્રાચીન શોધખોળનો શોખ ઘણો હતો, શોધખોળની બુદ્ધિ પણ હતી અને નવી શોધ કરવાની વાસના હતી; પણ શોધખોળ કરવા માટે આ દેશના દૂરદૂરના ભાગોમાં જઇને પ્રાચીન સ્થાનોનો અભ્યાસ કરવો અને જૂના અભિલેખો જ્યાં મળે ત્યાંથી ઉતારી લેવા વગેરે કાર્ય ઘણું જરૂરનું હતું અને એ કાર્ય માટે લાંબા કાળસુધી ધંધો છોડી મુંબઇથી દૂર રહેવું પડે જે ડૉ. ભાઉદાજીથી બને એમ ન હતું.

ઈ. સ. ૧૮૫૪ માં મુંબઇ હાઇકોર્ટના ચીફ જસ્ટિસ સર અર્સ્કિન પેરી સાથે અજન્તાની ગુફાઓ જોવા ડૉ. ભાઉદાજી ગયા હતા ત્યારથી

એના અભિલેખોએ એમને આકર્ષ્યાં હતા. આ સિવાય બીજા પણ બેત્રણ ટૂંકી પ્રવાસો એમણે કરી જોયા હતા. એથી જૂની શોધખોળનું ક્ષેત્ર કેટલું વિસ્તૃત છે એ જેમ ડૉ. ભાઉદાજીને સમજાયું હતું તેમ એ માટે આવશ્યક અવકાશ કે નિરાંત પોતાને લભ્ય નથી એ પણ સમજાયું હતું. મતલબ કે મુંબઇની બહાર રહીને આ શોધખોળનું કાર્ય યોગ્ય રીતે કરી શકે એવા માણસની એમને જરૂર હતી અને ભગવાનલાલમાં એમને પોતાના ચિત્તને અનુકૂળ માણસ મળી ગયો. ભગવાનલાલમાં જુવાનનો જુસ્સો હતો, દૂર ગમે ત્યાં દિવસો અને મહિનાઓ સુધી કષ્ટો વેઠીને કામ કરવાની અથાગ શક્તિ હતી અને આ બધું કાર્ય કેવળ સાહિત્ય અને વિજ્ઞાન અર્થે કરવાની નિઃસ્પૃહ વૃત્તિ હતી.

આ સંશોધક પેઢીમાંના દરેક ભાગીદારે પોતાનો ખાસ ફાળો સંયુક્ત કાર્યમાં આપવાનો હતો. ડૉ. ભાઉદાજીએ, એ વખતે અંગ્રેજીમાં ભારતીય પુરાવિદ્યાવિષયક જેટલું સાહિત્ય પ્રકટ થયું હતું તે પૂરેપૂરું પકડી લીધું હતું વળી જર્મન અને ફ્રેંચ ભાષામાં જે કાંઈ પ્રકટ થયેલું તેના પણ અંગ્રેજી અનુવાદો કરાવી લીધેલા અને આ રીતે યુરોપ અને અમેરિકાએ એ વખત સુધીમાં ભારતીય પુરાવિદ્યામાં જેટલી પ્રગતિ કરી હતી તેનાથી પોતે પૂરા માહિતગાર રહેતા અથવા રહી શકે એમ હતા. અને આવી માહિતી એ ડૉ. ભાઉદાજીનો ફાળો, ત્યારે બીજી તરફથી આ દેશનાં જુદાં જુદાં સ્થળોની ગુફાઓ, મંદિરો, સ્તૂપો, ખંડેરો વગેરે જ્યાં જ્યાં જૂના અભિલેખો મળી આવે ત્યાં જઈ ખૂબ ઝીણવટથી જ્ઞાન એકઠું કરી આપવું એ જૂના અક્ષરોને પૂરી રીતે ઓળખનાર ભગવાનલાલનો ફાળો. હવે આ પેઢીનું કામકાજ કેવી રીતે ચાલ્યું તે ટૂંકામાં જોઈએ.

ડૉ. ભાઉદાજીને અજન્તાના અભિલેખોએ આકર્ષ્યા જ હતા, પણ પ્રિન્સેપની નકલો એમને અશુદ્ધ લાગી. ડૉ. બર્ડની નકલો જોતાં શુદ્ધિ માટે વિશેષ યત્ન કરવામાં આવ્યો હોય એમ ન લાગ્યું. મુંબઈ સરકારે લે. બ્રેટને ગુફાના અભિલેખોની નકલ કરવા મોકલ્યા હતા અને એણે લીધેલી નકલો વિલાયત મોકલવામાં આવી હતી. પણ મુંબઈની રો. એ. સો. પાસે

એની જે નકલો હતી તે જોતાં એ પણ બેદરકારીથી લેવાયેલ અને અશુદ્ધ હતી. “ગુફાના અક્ષરો ન જાણનાર માણસથી જૂના અભિલેખોની સાચી નકલ લઈ જ ન શકાય”[૭] એમ હવે ડૉ. ભાઉદાજીને ખાત્રી થઈ હતી. ઇ. સ. ૧૮૬૨ માં ડૉ. એચ. કાર્ટર સાથે ડૉ. ભાઉદાજીએ ફરી અજન્તાની મુસાફરી કરી. સવારથી સાંજ સુધી લેખોની નકલ લેવાનું કામ કર્યું; પણ એ કાર્ય સહેલું–કષ્ટ રહિત ન હોતું, કારણ કે કેટલાક લેખો ઘણી ઊંચી જગા ઉપર છે. ડૉ. ભાઉદાજી કામ પૂરું કર્યા વગર પાછા આવ્યા. પણ ઇ. સ. ૧૮૬૨ ના એપ્રિલમાં ભગવાનલાલ મુંબઈ આવી ગયા હતા, એટલે ડૉ. ભાઉદાજીએ ભગવાનલાલને અજન્તા મોકલ્યા. તેઓ કહે છે કે “ખૂબ સંભાળ અને મહેનત લીધા છતાં બધા અભિલેખો ફરી તપાસવા માટે મારી પાસે પૂરતો વખત ન હતો. એ ગુફાના અભિલેખોમાંથી અગત્યની હકીકતો પ્રાપ્ત થવાનો સંભવ હતો. પણ એ અભિલેખોની શુદ્ધ અને સંપૂર્ણ નકલો હજી સુધી લેવામાં નથી આવી એ જોઇને મારી નોકરીમાં રહેલા એક પંડિત (ભગવાનલાલ) જેણે ગુફાના અક્ષરોના જ્ઞાનમાં ઘણી પ્રગતિ કરી છે તેને મારા ડ્રાફ્ટસમેન સાથે મે માસમાં અજન્તા મોકલ્યા.”[૮]

ભગવાનલાલ પોતે નોંધપોથીમાં કહે છે તેમ ૧૮૬૨ ના મેની ૧૯મી તારીખે[૯] મુંબઇથી નીકળ્યા અને ચાળીસગામ રાત રહી સવારના સાડા સાત વાગતે ગાડી ભાડે કરી પીતલખરાની ચનકાઇ દેવીના દેવળમાંના

---

૭. જ. બો. બ્રે. રો. એ. સો. ગ્ર. ૭ પૃ. ૫૬ માંથી ઝવેરીલાલ યાજ્ઞિકે કરેલો ઉતારો.

૮. જ. બો. બ્રે. રો. એ. સો. ગ્ર. ૭ પૃ. ૫૩

૯. ઝવેરીલાલની નોંધમાં ૧૮૬૩ના ફેબ્રુઆરીમાં ડૉ. ભાઉદાજી અને મેમાં ભગવાનલાલ અજન્તા ગયેલા એમ છે; પણ એ શરતચૂક લાગે છે, કારણ કે ભગવાનલાલ ઇન્દ્રજીની એ વખતે જ લખાયેલી નોંધપોથીમાં સ્પષ્ટ ૧૮૬૨ નો મે:છે અને એ જ સાચું લાગે છે. અલબત્ત ડૉ. ભાઉદાજીએ અજન્તાના લેખો ઉપર નિબંધ ૧૮૬૩ના જુલાઇમાં વાંચેલો.

પથ્થરનો લેખ લખવા સારુ ચાલ્યા. પીતલખરા ૧૧મે વાગતે પહોંચી ચાળીસ-ગામથી નાસ્તો આણ્યો હતો તે કરી, પોણાબારે અભિલેખ લખવા બેઠા અને તે જ દિવસે પીતલખરાનું કામ પૂરું કરી ત્યાંથી ૨૨ મીએ નીકળી ૨૪ મી એ ફરદાપુર પહોંચ્યા અને તે જ દિવસે અજન્તા પહોંચી મજૂર-ની તજવીજ કરી તેઓ પાસે લેખ આગળ આસન બંધાવી ૧૦ વાગ્યે ૧૬ મા વિહારનો લેખ લખવા બેઠા. આ રીતે રોજ સવારે નાસ્તાનો ડબરો સાથે લઇ ગુફામાં જાય, ત્યાં જ બપોરે નાસ્તો કરે અને સવારથી સાંજ સુધી માંચડા ઉપર બેસી લેખ ઉતારવાનું કામ કરે. ચિત્રોનું વર્ણન પણ વિગતવાર લખી લે. સવારે અને સાંજે ગુફાની અંદર આવતા પ્રકાશની મદદથી બરાબર ન દેખાતા અક્ષરો વાંચી લે. એ રીતે ધીરજ અને ખંતથી અજન્તાની ગુફાના ત્રેવીસ અભિલેખોની નકલ લીધી, ડૉ. ભાઉદાજીવાળી નકલોના સંદિગ્ધ અક્ષરો ખાસ તપાસ્યા, અને પછી પોતે લીધેલી શુદ્ધ નકલો ડૉ. ભાઉ-દાજીને મુંબઇ મોકલી, અને એમની સૂચનાઓની રાહ જોતા પોતે ત્યાં જ રહ્યા. ડૉ. ભાઉદાજીના જવાબ પછી લેખોનું વળી પુનરાવર્તન થયું. છેવટ જૂનમાં ભગવાનલાલ મુંબઇ પાછા આવ્યા અને ઇ. સ. ૧૮૬૩ ના જુલાઇની દશમી તારીખે ડૉ. ભાઉદાજીએ સોસાયટી આગળ નિબંધ વાંચ્યો.

ઇ. સ. ૧૮૬૩ માં નાશિક, કાર્લા, ભાજા, બેંડાર, જુન્નર અને નાના ઘાટના અભિલેખોની નકલો ભગવાનલાલે લીધી. પછી ઇ. સ. ૧૮૬૩ ના ડિસેમ્બરમાં ડૉ. ભાઉદાજી, ખરસેદજી નસરવાનજી કામા, અર્દેશર ફરામજી-મૂસ અને બીજા અનેક મિત્રો દક્ષિણ હિંદની, હિંદના વાયવ્ય પ્રાન્તની, બંગાળાની તથા ઉત્તર હિંદની ઝડપી મુસાફરી કરવા ગયા હતા.[૧૦] અને મુંબઇથી નીકળ્યા પહેલાં ગવર્નર સર બાર્ટલ ફ્રીઅરની ભલામણ સાથે ભગવાન-

૧૦. આ મુસાફરીનું વર્ણન ટ્રાવેલ્સ ઈન ઇન્ડિયા નામથી મૂસે ૧૮૭૧માં પ્રકટ કર્યું છે. કવિ નર્મદાશંકરે આ બધાની સાથે પ્રવાસમાં જવાનો વિચાર કર્યો હતો પણ પૈસાની મુશ્કેલીથી જઈ શકેલા નહિ ( મારી હકીકત પૃ. ૮૮ ).

લાલને તથા શ્રી. પાંડુરંગ ગોપાલ પાધ્યેને જેસલમેરના ગ્રન્થભંડારો તપાસવા તથા કીમતી હાથપ્રતોની નકલ કરી લેવા મોકલ્યા. તેઓ જેસલમેર કરાંચી અને સિંધ રસ્તે ખરા શિયાળામાં ગયા અને ત્યાંના દરબારની રજા મેળવી ભંડારો તપાસવાનું શરૂ કર્યું; પણ જમા ખરાબ ભેજવાળી અને આખો દિવસ બેસી રહેવું તેમાં તાવ આવ્યો. ભગવાનલાલને ટાઇ-ફોઇડ અને પાંડુરંગ પાધ્યેને મેલેરિયા થયો. બાવીસ દિવસ બેય પંડિતો તાવથી પિડાયા; પણ ગમે તેમ ત્રણ મહિના ત્યાં રહી ઇ. સ. ૧૮૬૪ ના મે માસમાં ડીસા રસ્તે મુંબઇ પાછા આવ્યા.

ઇ. સ. ૧૮૬૫ માં મુંબઇમાં રૂના ભાવમાં ઉછાળો આવીને મુંબઇમાં પૈસાની રેલમછેલ ચાલી અને એ પછવાડે કંઇક લોકો ગાંડા થઇ ગયા, જ્યારે ૧૮૬૬માં મોટાં દિવાળાં નીકળ્યાં અને ઘણાં લોકો રોયાં. ભગવાનલાલ જે આ વંટોળિયાથી અસ્પૃષ્ટ હતા તેઓએ આ વખતે શોધખોળના કામ માટે પ્રવાસનો વિચાર કર્યો. ડૉ. ભાઉદાજીએ તાજેતરમાં કરેલી મુસાફરીથી આવા પ્રવાસની અગત્ય એમને ઘણી લાગી હતી. તેઓ કહે છે કે "હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં મેં કરેલી મુસાફરીઓથી મને નિશ્ચય થયો છે કે પ્રત્યેક શિલા-લેખની અને વર્ષો પહેલાં છપાયેલ પ્રત્યેક તામ્રપત્રની ફરી તપાસાઇને શુદ્ધ નકલ થવાની જરૂર છે. અને જૂનાં મન્દિરો વગેરેમાં હજારો નહિ તો સેંકડો અભિલેખો હજી ન વંચાયેલા પડ્યા છે, જે ભગવાનલાલ જેવા નિષ્ણાતદ્વારા સંભાળથી તપાસાય તો ઇતિહાસ અને પુરાવિદ્યા ઉપર આશાતીત પ્રકાશ નાખે એવી મને ખાત્રી છે.[૧૧]" જૂના અભિલેખોના શુદ્ધ પાઠની આવશ્યકતા ઉપર વિદ્વાનો યોગ્ય રીતે ઘણો ભાર મૂકતા હતા. એ વગર પ્રાચીન શોધખોળની પ્રગતિ અશક્ય છે.[૧૨]

૧૧. જ. બો. બ્ર. રો. એ. સો. ગ્ર. ૯ પૃ. ૧૯૭.

૧૨. શુદ્ધ પાઠની આવશ્યકતા દર્શાવવા માટે નીચેની દંતકથા રમૂજી દાખલો પૂરો પાડે છે. ગુજરાતમાં એક મારવાડીના સગાને એક કાગળ મળ્યો જેમાં બોડિયા અક્ષરે 'કક અજ મર ગય છ કક કટ છ' એવા શબ્દો હતા. એક માણસે એનો અર્થ "કાકા આજ મરી ગયા છે અને કાકી કૂટે છે" એવો કર્યો, પણ બીજાએ સાચો અર્થ બેસાર્યો કે "કાકા અજમેર ગયા છે અને કાકી કોટે છે."

## ૫. જૂની શોધખોળ માટેના પ્રવાસો

**ભગવાનલાલ** ઘણું કરી ઈ. સ. ૧૮૬૫–૬૬ માં ઉત્તર હિંદના પ્રવાસે નીકળ્યા હોય એમ લાગે છે, કારણ કે શ્રી. કવિ કોકિલે ધ્યાન ખેંચ્યું છે[૧] તેમ હાથીગુફાના અભિલેખોની નકલ ડૉ. ભાઉદાજી માટે પોતે ઇ. સ. ૧૮૬૬ માં નજરે વાંચીને લીધી હોવાનું ભગવાનલાલે જ લીડનની ૧૮૮૩ની ઓરિયેન્ટલ કોંગ્રેસ આગળ વાંચેલા નિબન્ધમાં કહ્યું છે.[૨] એટલે ઝવેરીલાલે ઈ. સ. ૧૮૬૮ માં ભગવાનલાલે ઉત્તર હિંદના પ્રવાસો માટે એક વર્ષની રજા માગી એમ લખ્યું છે તે બીજી વારના પ્રવાસ માટે હશે. ઈ. સ. ૧૮૬૬ માં હાથી-ગુફા (કટક) કેવી રીતે ગયેલા તેની નોંધ મળતી નથી. પછી ૧૮૬૭ માં ક્યાં ગયેલા તેનીયે નોંધ નથી. પણ ઈ. સ. ૧૮૬૮ માં જબલપુર રસ્તે અલાહાબાદ ગયા, ત્યાં સમુદ્રગુપ્તના સ્તંભ ઉપરના લેખની કપડાં ઉપર પ્રતિકૃતિ લેવા માટે સરકારી અધિકારીઓની પરવાનગી મેળવી પાલખ બંધાવી તે ઉપર ચડી પાંચ દિવસની મહેનત કરી સંપૂર્ણ અભિલેખની નકલ લીધી, અને આ નકલ અને તેનું અક્ષરાન્તર ડૉ. ભાઉદાજીને મુંબઈ મોકલી આપ્યું. એમને આ કાર્ય એટલું બધું ઊંચું લાગ્યું કે તેના અંગ્રેજી ભાષાન્તર અને પોતાની નોંધ સાથે તેઓએએ અભિલેખ સોસાયટી આગળ તા. ૨૩–૪–૭૧ને રોજ રજૂ કર્યો. પોતાની નોંધમાં ડૉ. ભાઉદાજીએ કહ્યું કે "આ પૂર્વે પણ આ અભિલેખની નકલો રજૂ થઇ છે પરંતુ તેનો પાઠ શુદ્ધ નથી, પરંતુ પં. ભગવાનલાલે અતિશ્રમ લઈ કાળજીપૂર્વક એ અભિલેખની નકલ કરી છે, જેના ફળરૂપે સમુદ્રગુપ્તના યુગનાં કેટલાંક નવાં નામો

---

૧. જુઓ ફાર્બસ સભા ત્રૈમાસિક પુ. ૪ અં. ૪ પૃ. ૪૮૦.

૨. જુઓ લીડનની કોંગ્રેસ આફ ઓરિયેન્ટલિસ્ટ્સ ૧૮૮૩ ભાગ ૩–વિભાગ ૨ પૃ. ૧૩૬.

જાણવાને આપણે શક્તિમાન થયા છીએ.”[૩] અલાહાબાદથી ભગવાનલાલ બનારસ, ભિટારી, મથુરા અને દિલ્હી ગયા. ભિટારીમાં અને વિશેષ તો મથુરામાં જૂના અભિલેખોની નકલો લીધી. જનરલ કનિંગહામે કરેલા મથુરાના વર્ણન ઉપરથી મથુરામાં ઘણી જૂની વસ્તુઓ મળવાની ભગવાનલાલને આશા હતી. અને એ આશા સાચી પડી. જૂનાં મન્દિરોની, વર્તમાન ધર્મસ્થાનોની અને બૌદ્ધ ટેકરાઓની સંપૂર્ણ તપાસ કરવાનો એમણે પ્રયાસ કર્યો. મથુરાની બજારમાંથી જૂના સિક્કાઓ અને જૂની મૂર્તિઓ વગેરે ખરીદવામાં પોતાની પાસેના પૈસા લગભગ ખરચી નાખ્યા, અને પોતાની સાથે ૩૫ ઉત્કીર્ણ લેખોની નકલો, પુષ્કળ સિક્કાઓ અને બીજી પણ પ્રાચીનતાની દૃષ્ટિથી આકર્ષક વસ્તુઓ લઈને ઇ. સ. ૧૮૬૯ માં તેઓ પાછા મુંબઈ આવ્યા. પછી ૧૮૬૯–૭૦ માં શું કર્યું એ નોંધાયું નથી પણ પ્રવાસમાંથી મેળવેલ પુરાવિદ્યાની વસ્તુઓના અભ્યાસમાં એ સમય ગાળ્યો હશે એમ માનવામાં વાંધો નથી. પણ એ પ્રવાસે જ એ પ્રકારના પ્રવાસોની આવશ્યકતાની એવી સજ્જડ છાપ એમના મન ઉપર પાડી હતી કે ઈ સ. ૧૮૭૧ ના આરંભથી જ પુરાવિદ્યાની યાત્રા માટે ભગવાનલાલે નવા પ્રયાસો કરવા માંડયા. અને ડો. ભાઉદાજીના પ્રયત્નોને પરિણામે જૂનાગઢ રાજ્યે બે વરસ સુધી રૂ. ૨૦૦ નો માસિક પગાર આપવા ઇચ્છા દર્શાવી[૪] અને ડો. ભાઉદાજીએ એ વખતના હિંદી સરકારના અન્ડર સેક્રેટરી મિ. સી. જે. લાયલની સહીથી એક ‘ડેમી ઑફિશિયલ’ સર્ક્યુલર પત્ર મથુરા, આગ્રા, બનારસ, ફરૂખાબાદ, ગોરખપુર, ગાઝીપુર અને અલાહાબાદના મૅજિસ્ટ્રેટો ઉપર લખાવી દીધો, જેમાં પં. ભગવાનલાલના પ્રવાસનો હેતુ જણાવવા સાથે એ પંડિતને એના શોધખોળના કાર્યમાં દરેક પ્રકારની

૩. જ. બૉ. બ્રા. રો. એ. સો. ગ્ર. ૧૦ પૃ. ૫૯ તથા ફા. સ. ત્રૈ. પુ. ૪ અં. ૪ પૃ. ૪૮૦.

૪. જુઓ સૌરાષ્ટ્ર દર્પણના ઑગસ્ટ ૧૮૭૧ના અંકમાંથી પુરાતત્ત્વ વર્ષ. ૧ પૃ. ૪૩૬–૪૩૭માં કરેલો ઉતારો.

મદદ કરવાની તથા જૂના લેખોની નકલો લેવાના કામ કરતાં એને કોઈ હેરાન ન કરે એ જોવાની વિનંતિ કરવામાં આવી હતી. વળી ડૉ. ભાઉ-દાજીએ ૧૧-૨-૧૮૭૧ને રોજ મુંબઇ સરકાર ઉપર એક પત્ર લખી પુરા-તત્ત્વના શોધ અને સંગ્રહ માટે પોતે તે વખત સુધીમાં કરેલું કાર્ય જણાવી તથા પ્રિન્સેપ આદિએ આ દિશામાં કરેલાં કાર્યનું સૂચન કરી તે દિશામાં હજી ઘણું કરવાનું બાકી છે એ દર્શાવવા સાથે એ કાર્ય માટે ભગવાનલાલ ઇન્દ્રજીને મોકલવાની સરકારને વિનંતિ કરવાનો પોતાનો વિચાર હતો, પણ જૂનાગઢ દરબારે આ કામની અગત્ય જોઈ તે ખર્ચ કરવાનું માથે લેવાથી હવે ઇન્દોર, ગ્વાલિયર અને અજમેરના પોલિટિકલ એજન્ટો ઉપર તથા દિલ્હી અને પંજાબના કમિશ્નરો ઉપર ભલામણપત્રો લખી આપવાની વિનંતિ કરી હતી. અને ૧૮-૨-૭૧ના કાગળથી મુંબઇ સરકારે ડૉ. ભાઉદાજીએ માગેલી મદદ આપવાનો ઠરાવ જણાવ્યો તથા જૂનાગઢ દરબારને તેમની ઉદારતા માટે અભિનંદન આપ્યું.[૫]

પં. ભગવાનલાલ ઉપર પ્રમાણે બધી પ્રાથમિક વ્યવસ્થા થઈ રહેતાં ઇ. સ. ૧૮૭૧ના માર્ચની સાતમી તારીખે બધા ભલામણપત્રો અને પાસો સાથે પ્રવાસ ઉપર નીકળ્યા. આ મુસાફરીમાં ભગવાનલાલનાં પત્ની એમની સાથે હતાં. એ બાઈએ કેવા ખુશમિજાજથી પહાડ ઉપર અને જંગલોમાં, જૂની ગુફાઓમાં, મંદિરોનાં ખંડેરોમાં અને તંબૂમાં વસવાનાં તથા મહિનાઓ સુધી બેલગાડીમાં મુસાફરીનાં કષ્ટો સહન કર્યાં તે નીચે છાપેલો એમનો પત્ર જ કહેશે.

પં. ભગવાનલાલનું ચિત્ત પોતાના પુરાવિદ્યાના કાર્યમાં એટલું એકાગ્ર હતું કે ઝવેરીલાલ યાજ્ઞિકને પોતાના જીવન સંબંધે જે માહિતી એમણે પૂરી પાડેલી તેમાં પોતાનાં લગ્ન જેવી અંગત બાબતો વિશે કશું જ કહ્યું નથી અને આટલે લાંબે ગાળે વિશેષ માહિતી કયાંયથી મળે એમ નથી.

---

૫. ડૉ.ભાઉદાજીનો મુંબઇસરકાર ઉપરનો કાગળ તથા તેનો જવાબ પંડિતજીના પત્રોમાંથી સ્વ. હરિલાલ માધવજીને મળી આવતાં એમણે એનો ટૂંકો સાર પુરા-તત્ત્વ વર્ષ ૧ પૃ. ૪૩૬ ઉપર છપાવેલો. મૂળપત્રો અત્યારે મળતા નથી.

પણ ભગવાનલાલ અમરેલીના ભાર્ગવગોત્રી પ્રશ્નોરા કેવળરામ ઇશ્વિરની પુત્રી ગંગાને પરણ્યા હતા. કયા વર્ષમાં લગ્ન થયેલાં એ જણાતું નથી, પણ પચ્ચીશ વર્ષ પહેલાં પ્રશ્નોરા જ્ઞાતિમાં લગ્ન વખતે છોકરીની ઉમર ૧૧-૧૨ વર્ષથી મોટી ન થતી. અને નીચેના કાગળની ભાષા વિચારસરણી વગેરે જોતાં એ કાગળ લખનારની ઉમર વીશ-બાવીશથી ઓછી ભાગ્યે જ હોય! આ તર્ક સાચો હોય તો ભગવાનલાલ કદાચ પિતાની હયાતીમાં ૧૮૬૦-૬૧માં પરણ્યા હોય, જોકે ચોક્કસ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. વળી લગ્ન પછી ભગવાનલાલ એનાં પત્ની સાથે જૂનાગઢ રહેલા કે નહિ, અને મુંબઇમાં કયારથી સકુટુંબ રહેવા માંડયું, એ પણ ખબર નથી; પણ ઈ. સ. ૧૮૭૧ના માર્ચ પહેલાં ભગવાનલાલનાં પત્ની પોતાને પિયરથી એટલે અમરેલીથી મુંબઈ આવીને રહેલાં એમ નીચેનો પત્ર જ કહે છે.

## ભગવાનલાલનાં પત્નીનો પત્ર

"સ્વસ્તિ શ્રી અમરેલી મહા શુભસ્થાને સર્વ શુભોપમા યોગ્ય મુરબી શ્રી. ૫. પિતાજી કેવળરામ ઇશ્વિરજીની સેવામાં કાશીથી લી. આપની છોરૂ ગંગાના દંડવત્ પ્રણામ. વિશેષ વિનંતિ ઈ છે જે આપનો પત્ર ઘણા દિવસથી નથી તે જીવ ઘણો જ લાગી રયો છે તે કૃપા કરી લખશો. મારી પાતીની કાંઈ ફકરચિંતા કરશો મા. હું ઘણીજ ખુશી છઉં. અમે મુંબઇથી હોળી કરીને પડવાને દિને રેલમાં બેશીને ચાલાં તે ખંડવા કરી એક ગામ છે ત્યાં આવ્યાં. ખંડવા નાનું સરખું શેર છે ત્યાં અમે એક દિવસ રયાં. બે ગાડી ભાડે કરી લીધી. તે એક તો સુંદર બેસવાને ને એક સામાનની કરી. ત્યાંથી ચાલ્યાં તે અઢાર કોશ દૂર ઓંકારેશ્વર ગયાં ને ત્યાં અમે દરશન કર્યાં તે મહાદેવ જેમ આપણા દેશમાં સોમનાથ ગણાય છે તેમ એ પણ આ દેશમાં ગણાય છે. તે નાહાના ડુંગર પર છે ને ત્યાં મોટો કિલ્લો છે. તેમાં કેટલાંયે જૂનાં દેરાં છે. ઓંકારેશ્વરનું દેરૂં બે મોં વાળું છે. ઉપર બીજા માદેવ ને નીચે ઓંકારેશ્વર. ત્યાંનો રાજા ભીલ છે. જે કાંઈ માદેવને ચડે છે તે ઈ રાજા રાખે છે. તેનો મેલ (મહેલ) માદેવના દેરા પાસે છે.

દેરાની નીચે ડુંગરના થડમાં નરમદા ઘણાં જ મોટાં છે. ને હોડીમાં બેશી સામે પાર જવાય છે. તેમાં મોટાં માછલાંઓ છે, તેને અમે હોડીમાં બેઠાં ચણા ખવરાવ્યા તેથી કેટલાંય હોડી પાસે આવી ખાવા મંડી ગયાં. તે જોવામાં ઘણી મજા લાગે છે. તે રમાડતાં સામે પાર આવ્યાં. ઓંકારેશ્વર-માં ત્રણ દિવસ રહી ચોથે દિવસે ચાલાં તે ઈંદોર આવ્યાં. ઇંદોર શેર સારૂં છે, મોટું છે. તેમાં મોટી છાવણી છે. ઈંદોરમાં ચાર દિવસ રહી પાંચમે દિવસે ચાલાં તે ઉજેણ આવ્યાં. તે પણ મોટું શેર છે. તેની પાસે શીપરા નદી છે. તે મોટું તીરથ ગણાય છે. ત્યાં અમે નાવા ગયાંતાં. ઉજેણમાં મહાકાળેશ્વરનું મોટું દેરૂં છે. મહાકાળેશ્વર માદેવ દેરાની નીચે સોમનાથની પેઠે ગુફામાં છે. તેનાં દરશન કરવા અંધારામાં થઈને જવાય છે. દેરાની પાસે બાંધેલ કુંડ છે તે પણ તીરથ છે. માદેવથી થોડે દૂર એક તળાવ છે. તેને સામે કાંઠે હરસત માતાનું મોટું દેરૂં છે. એટલે ઠેકાણે અમે દરશન કર્યાં. ઉજેણમાં સાત દિવસ રહી આઠમે દિવસે ચાલાં તે ધાર થઈને સરદારપુરની છાવણીએ ગયાં. તાં અમે બે દિવસ રયાં. તાંના શાબ પાસેથી શવારો અને ચોકી સારૂ ભીલો લઇ જંગલના મુલકમાં થઈ બાઘ ગયાં. બાઘમાં એક રાત્રિ રઈ બીજે દિવસે તાંથી દોઢ કોશ ઉપર ગુફા છે ત્યાં ગયાં. તે ગુફા ઘણા જંગલમાં છે. પણ અમને તો ચોકી સારૂ સીપાઈ અને ભીલો સરકાર તરફથી આવ્યા હતા. તેથી અમે તાંજ રર્યા. તે ગુફા પાડમાં કોરી કાઢેલ મેહેલ જેવી છે. તેની નીચે નદી છે. ગુફાથી થોડે દૂર ભીલ લોકોનાં ગામડાં છે. સાંજના વખતના હરરોજ તેના ગામ સુધી ફરવા જાતાં. એક બે વખત તેઓને ઘેર પણ ગયાંતાં. તે લોકો આપણને માન આપી બેસાડે છે. દેખતાં ડરિયે તેવા તે દેખાય છે. જો તેઓને રાત વખતનું ગરીબગરણું મળું તો તેઓને લુંટી પણ લે છે. તેવી એ જાત છે. તે લોકો ખેતી કરી પોતાનું ગુજરાણ ચલાવે છે. રાત્રિયે દીવો કરવો તો જાણતાં જ નથી. જનાવરના ડર સારૂ પુઈ પોતાના આંગણામાં સળગાવી રાખે છે. અમારી ચોકીયે આઠ તેવાજ ભીલો આવતા. રાત્રિયે બે તરફ પૂઈ સળગાવી રાત્રિ આખી ભીલો શીપાયો વારતાફે કરતા તેથી અમે ત્યાં

નિરભયથી રયાંતાં. એક દિવસે ગુફાની ઉપર ભીલ સાથે લહી ફરવા ગયાંતાં. તે ગુફા હારોહાર નવ છે. તેને લોકો પાંડવ ગુફા કે છે. ત્યાં અમે એક-વીશ દિવસ રહી પાછાં બાઘ આવ્યાં. બાઘમાં એક દિવસ રહી બીજે દિવસે ચાલાં ને ટાંડે થઈ પાછાં સરદારપુરની છાવણીમાં આવ્યાં. છાવણીમાં એક દિવસ રહી બીજે દિવસે ચાલાં તે ધાર આવ્યાં. ધારમાં ધારેશર કરી માદેવ છે. તે જગામાં અમને રાજા તરફથી ઉતારો આપ્યોતો. ધાર નાનું શેર છે. ત્યાં અમે ચાર દિવસ રહી પાંચમે દિવસ ચાલાં તે માંડવગઢ ગયાં. ત્યાંહાં પાડ ઉપર મોટો કીલ્લો છે. બાદશાઈ વખતની મોટી મોટી અમારતું છે. અમે ત્યાં એક જૂના મેલમાં ઉતર્યાતાં. ત્યાંના રાજાયે જંગલ જોવા સારૂ હાથી મોકલાવ્યોતો. તે હાથી ઉપર બેસી સરવ જૂની જગાનો તપાસ કર્યો. ત્યાં અમે બે દિવસ રહી ત્રીજે દિવસે ચાલાં તે પાછાં ધાર થઈ ઈદોર આવ્યાં. ઈંદોરમાં પાંચ દિ રહી છઠે દિવસ ચાલાં તે શેરની છાવણીમાં ગયાં ત્યાંથી ભલામણના કાગળો ને સવારો લહી તાં બે દિવસ રહી ત્રીજે દિવસ ચાલાં તે ભોજપુર ગયાં. ભોજપુર છોટું ગામ છે. તે ધાર ઉપર વસે છે. ધારના થડમાં વેત્રવતી નદી છે. ભોજેશ્વર માદેવનું દેરૂં છે. તેમાં મોટા મોટા થંભો છે. તે દેરૂં પણ મોટું છે. ભોજેશ્વર જળાધારી સહિત શોળ હાથ ઉંચા છે. ત્યાં અમે માદેવની જગામાં જ ઉતર્યાંતાં. તાં અમે બે દિવસ રહી ત્રીજે દિ ચાલાં ને શોળ કોશ ઉપર ભીલસાના થડમાં સાંચી કરી એક ગામ છે ત્યાં ગયાં. સાંચી છોટું છે. નાના ડુંગરના થડમાં ધાર ઉપર વસે છે. ત્યાં અમે ડુંગર ઉપર એક જૂના ઘરમાં રયાંતાં. ત્યાં રસોઈ કરવાની એક નાનીસરખી ગુફા હતી. તેની પાશે કેટલાંયે તરેતરેનાં ઝાડ હતાં. ગુફામાં પથરના બનેલ ખાટલા ને પથરથી બનેલ પાટલા ઈશ્વિરગતિથી સુંદર બનેલ હતા. બેસવાના ઘરની સામો એક બનાવેલ પડથાર છે. તે ડુંગર ઉપર કેટલીએક બુદ્ધની જુની મુરતીયું છે. એક ડુંગર જેવડો મોટો સ્તુપ છે. તેને ફરતા કમાન-દાર ચાર દરવાજા છે; ત્યાં તરેતરેનાં ચિત્રો છે. અને કોતરેલ પુતળિયો બનેલ છે. ત્યાં પણ સરકાર તરફથી શીપાઈયો અને માણસો રાતદિવસ

ચોકી ભરતાં તેથી અમે ડુંગર ઉપર નિરભયથી રયાંતાં. સંચીની આજુ-બાજુ કોશ બે કોશ ઉપર જુની જગા હતી. તે પણ બે ત્રણ દિવસ ફરીને સઘળી જોઇ. અમે ડુંગર ઉપર રયાંતાં તેની સામુંજ ગામ વસ્તૂંતૂં. અમારે કોયને બોલાવવું હોય તો ડુંગર ઉપરથી સાદ કરતાં તે નીચે ગામ-વાળા સાંભળે. સંચીમાં અમે બાર દિવસ રહી તેરમે દિવસે ચાલાં તે ઉદયગિરિ ગયાં. ઉદયગિરિ નાનો ડુંગર છે. તેના થડમાં નાનકડું ગામડું છે. તે ડુંગરની આથમણી કોર બૈસ નદી વે છે. ડુંગરમાં અમે તળાવને કાંઠે એક ગુફામાં ઉતરાંતાં. પાસે ડુંગરમાં ઘણીજ મોટી કોરી કાઢેલ વરાહજીની મૂરતિ છે. તેને થોડે દૂર શેષનાગ ઉપર ભગવાન પોઢેલા છે. તે પણ ઘણી જ મોટી મૂરતિ છે. ગુફામાં ઉભીને જોતી તયે તળાવકાંઠો ને જંગલ ઘણું જ શોભીતૂં લાગતું. ત્યાં પણ શીપાયુંની ચોકી તેજ રીતે હતી. તેથી જંગલમાં નિરભયપણે રયાંતાં. ત્યાં પાંચ દિવસ રહી છકે દિવસે ચાલાં તે ભીલશાની પાસે વેત્રવતી નદી છે તેની પાસે ચરણતીરથ નામે એક તીરથ છે ત્યાં ગયાં. ત્યાં કેટલાંગે દેરાં છે. એ દેરાંના થડમાં મોટો ધૂનો છે. તેમાં અમે નાયાં પછી સરવ દેવનાં દરશન કરી પછે કેટલાંક માછલાંને ચણા ખવરાવ્યા. તેમાં મોટાં મોટાં માછલાં ધોળાં છે. જેવા ચણા નાખીયે તેવાં કાંઠા પાસે આવી તે ખાવા મંડી ગયાંતાં. તેથી જોવાની ઘણી જ મજા લાગતીતી ત્યાં અમે સવારમાંથી આવ્યાંતાં ને સાંજે ભીલશે ગયાં. ભીલશા નાનું શેર છે. ત્યાં અમે બે દિવસ રહી ત્રીજે દિવસે ચાલાં તે એરન ગયાં. એરન મોટું શેર હતું. પણ હાલમાં તે ઉજડ છે. તેમાં થોડાંક ઘર છે. તેની ત્રણે બાજુ વીણા નદી છે. ત્યાં પણ નદીને કીનારે મોટામોટા થંભો ને મોટી વરાહજીની મૂરતિ છે. ત્યાં ત્રણ દિવસ રહી ચોથે દિવસે ચાલાં તે ઉદેપુર આવ્યાં ઉદેપુર ઉજડ શેર છે. તેમાં હાલ થોડાં ઘરની વસ્તી છે. ઉદેપુરમાં ઉદેશ્વર માદેવ છે. માદેવનું દેરૂં ઘણું જ ઉંચું છે. નીચેથી તે ઉપર સુધી ચિત્રે ભરેલું છે. તેમાં તરેતરેનાં કોરણીદાર ચિત્ર છે. અમે ત્યાં દેરામાં જ ઉતરાંતાં. ત્યાં એક દિવસ રહી બીજે દિવસ ચાલાં ને પાછાં ભીલસે આવ્યાં. ભીલસે આવ્યાં ને ચોમાસું આવી ગયું તેથી ત્યાં ચાર દિવસ રહી

પાંચમે દિવસે ચાલાં તે તેત્રીશ કોશ દૂર શોહાગપુર છે ત્યાં ગયાં. ત્યાં એક રાત્રિ રહી બીજે દિવસે સવારના સાત વાગે રેલમાં બેઠાં ને રાત્રિના દસ વાગે પ્રાગ આવ્યાં. પ્રાગથી બીજે દિવસે દિવસના ત્રણ વાગે રેલમાં બેઠાં ને વળતે દિવસે બાર વાગે કાશી આવ્યાં. હોડીમાં બેસી પેલે પાર ગયાં. પછે ગોરને બોલાવી ગંગાજીમાં નાયાં. વિશ્વેશ્વર માહેવનાં દરશન કરી ઘેર ગયાં. અમે ઘર ગંગાજી કાંઠે જ લીધું છે. ઘરમાં બેઠાં ગંગાજીનાં દરશન થાય છે. ગંગાજીમાં નાઉં છઉં ને આપને ઘણી જ સંભારૂં છઉં. ગંગાજી નાવા જાઉં છઉં તયે સરવને સંભારૂં છઉં. મારે દિવાળી મથુરાની કરવાનો વિચાર છે. આ ફેરાની મુસાફરી ઘણી જ સુખની હતી. તેથી મારી પ્રકૃતિ ઘણી જ સુધરી છે. જટાશંકરે ઓશડ આપ્યાંતાં તે પણ આખી મુસાફરીમાં ખાતી તેથી પાચન સારી પેડે થાતું. કાશીમાં તે રીતે પચતું નથી. તેથી મારી પ્રકૃતિ જેવી મુસાફરીમાં હતી તેવી રેતી નથી આખી મુસાફરીમાં રેલ નોતી તેથી સરવ વાતનો આરામ હતો. બધી મુસાફરી બઇલની ગાડીયેં કરી છે. તેથી આપણું ધારૂં ચલાય ને આપણું ધારૂં ઉતરાય. ગરમીના દિવસ હતા તેથી અમે રાતના જ ચાલતાં ને સવારે આઠ નવ વાગે સારી છાયા ને નદી મળી તો નદી, ન તો કુવો જોઇને ઉતરી જાતાં. આખો દિવસ ત્યાં જ રેતાં. રસોઈ કરી જમીને જરાવાર સૂયે પછી જરા નમતો પોર થાય એટલે ફરવા જાયે. સાંજના સાત કાં છ વાગે પાછાં ચાલીયે. ચોકી સારૂ સીપાયું અને સવારો હતા. તેથી નિરભયપણે રાતના જ ચાલતાં. આખી મુસાફરીમાં બે ગાડી રાખીતી. તેથી સરવ વાતનો આરામ હતો. બેસવાની ગાડીમાં કાંય પણ સામાન રાખતા નહીં. બે માણસો સાથે જ છે. તેથી હું ઘણી જ સુખી છઉં. કાંયે મુંઝાતી નથી. સરવ કામ માણસ કરે છે. બે વખત રસોઈ કરૂં છઉં ને ગંગાજીમાં નાઉં છઉં. દિવસ આખો સુતાં બેઠાં ગુજારૂં છઉં. જે દિવસની અમરેલી છોડી તે દિવસના આપની તરફના કાંયે સમાચાર નથી. તેથી મનને ઘણો જ ખેદ રેછે. તે કૃપા કરી આ પત્રનો ઉત્તર તરત લખશો. મારા બે મામાને મારા દંડવત પ્રણામ કેશો. મારી બે મામીને અખંડ સૌભાગ્ય કેશો. મારાં ભાભી કાળીને તીરથમાં ઘણી જ સંભારૂં છઉં.

મારા ચ્યારે ભાયું ને આશીષ કેશો. મારી ચ્યારે ભોજાયુંને અખંડ સૌભાગ્ય કેશો. સરવ છોકરાંને બોલાવશો. એજ વિનંતિ. મિતિ પરસોતમ મહિના વદી ૧૩ મંગળવાર.

મારો આ પત્ર સાચવી રાખજો ખોશોમાં "[૫]

ઉપરના પત્રની ભાષા અને જોડણી મૂળની જ રાખી છે;[૬] જોકે આ પત્રમાં કેટલું ગંગાબેનનું પોતાનું છે અને કેટલું ભગવાનલાલનું છે એ કહેવું મુશ્કેલ છે. સાંચીના સ્તૂપ અને તેના દરવાજા વગેરેની માહિતી તો ભગવાનલાલભાઈએ જ આપેલી હોય, એટલું જ નહિ, પણ આવી વસ્તુઓમાં રસ લેવા તરફ પણ તેઓએ જ દોર્યાં હોય એ સ્વાભાવિક છે. વર્ણનની શૈલી અને કોઈક શબ્દો પણ જાણે ભગવાનલાલના જ લાગે છે. એમના શિષ્ય સ્વ. જયકૃષ્ણભાઈ જંગલમાં વૃક્ષો જોઈને આનંદમાં આવી જતાં કાંઈક ઉપરને મળતી ભાષા વાપરતા. આ પત્રને સાચવી રાખવાની છેવટ સૂચના છે તે પણ મુસાફરીનું આવું સરસ વર્ણન એમાં હોવાથી ભગવાનલાલભાઈએ જ કરી હશે;[૭] છતાં સમગ્ર રીતે જોતાં આ પત્રમાં ગંગાબહેનનો જ આત્મા દેખાય છે. ભગવાનલાલભાઈનાં દાંપત્યજીવનની આટલી જ ઝાંખી થઈ શકે છે.

૫. જૂનાગઢ આર્કિયોલૉજિકલ સોસાયટીના ભગવાનલાલ મેમોરિયલ નંબર માર્ચ ૧૯૪૦ માં ઉપલો પત્ર છાપતાં તેના સંગ્રાહક રા. શં. ગં. શાસ્ત્રીએ ટીપ કરી છે કે "આ પરશોત્તમ માસ સં. ૧૯૨૭ (ઇ. સ. ૧૮૭૬)નો અધિક ભાદ્રપદ છે. તેમાં ઉપર પ્રમાણેની તિથિ ને વાર મળતાં આવે છે." આમાં કૌંસમાં ૧૮૭૬ છે તે છાપની ભૂલ છે; ૧૮૭૧ જોઇએ.

૬. અસલ પત્રમાં કોઈક અક્ષરો દેવનાગરી છે વળી ક્વચિત્ અક્ષર પડી ગયેલ છે.

૭. પત્રની સૂચના ધ્યાનમાં રાખી એમના પિતાએ કાગળ સાચવી રાખ્યો અને પછી ગંગાબહેનના ભત્રીજા ગિરિજાશંકર શામળજીએ તથા તેના પુત્રોએ આજ સુધી આ કીમતી કાગળ સાચવી રાખ્યો એ ઘણું ખુશ થવા જેવું છે. ઉપલા પત્રમાં મામા મામીનો ઉલ્લેખ છે તેનો તો પત્તો લાગતો નથી, પણ ચારભાયુંનો ઉલ્લેખ છે તે એમના એક કાકા શામળજીના બે દીકરા (૧) ગિરિજાશંકર અને (૨) પ્રભાશંકર અને બીજા કાકા ભાણજીના બે દીકરા (૧) ભોળાભટ્ટ અને (૨) ભવાનીભટ્ટ હોવા જોઈએ. ચારેયના વંશજો હાલમાં વિદ્યમાન છે

પણ જૂની શોધખોળ માટેના એમના પ્રવાસો વિશે થોડી વિશેષ માહિતીનું સાધન છે ખરું. જૂનાગઢના નવાબ સાહેબનો પગાર ખાતા હોવાથી ભગવાનલાલે ત્રૈમાસિક કાર્યની યાદી નવાબ સાહેબને પોતાની મારફત મોકલવી એવી ડૉ. ભાઉદાજીએ સૂચના કરેલી અને તેને અનુસરી ભગવાનલાલે ત્રૈમાસિક રિપોર્ટો પોતે જ્યાં હોય ત્યાંથી લખી મોકલેલા તેમાંથી પહેલા રિપોર્ટમાં ભારતીય પુરાવિદ્યાનો ઇતિહાસ અને તે સાલ સુધીમાં એ વિષયમાં થયેલાં કાર્યની ટૂંકી રૂપરેખા આપી છે અને પછી શોધખોળને માટે પોતાની નિમણૂકની વાત કરી પોતે માર્ચની સાતમીએ નીકળી મે સુધીમાં ૧ ખંડવા, ૨ ઓંકારેશ્વર, ૩ ઉજ્જેણ, ૪ બાઘની ગુફાઓ, ૫ ધાર, ૬ માંડવગઢ, ૭ સાંચી, ૮ સોનારી, ૯ ભોજપુર, ૧૦ શતધાર, ૧૧ પીપળિયા એટલાં સ્થાનોમાં પોતે ફર્યા હોવાનું લખે છે. વળી લખે છે કે "એ જગ્યાઓમાં હું ગયો હતો અને ત્યાંથી મળેલા લેખો, સિક્કાઓ, અને પ્રાચીન વસ્તુઓની નોંધ કીધેલી છે, અને ૩૬ પ્લેટો ફોટોગ્રાફની લીધી છે. આ બાબત ડાકટર સાહેબ લેખોનાં ભાષાન્તરો પ્રસિદ્ધ કરશે તે વખતે પોતાના ગ્રન્થમાં સવિસ્તર લખશે."[૮]

આ પછીનો ભગવાનલાલનો નવાબ સાહેબ ઉપરનો એક કાગળ જેમાં ખંડવાથી ધાર સુધીનાં સ્થાનોનું વર્ણન હશે તે ગુમ થયો છે એમ 'સૌરાષ્ટ્ર દર્પણ'ના એડિટરે નોંધ કરી છે.[૯]

પછી ડિસેમ્બર ૧૮૭૧ ના 'સૌરાષ્ટ્ર દર્પણ'ના અંકમાં માંડવગઢ, ઈંદોર, સેહોરની છાવણી, સાંચીના સ્તૂપો, સોનારીના સ્તૂપો અને પીપળિયા બિજ્જોલીના સ્તૂપો એટલાની નોંધ છે.[૧૦] આ બધાં સ્થળોનું સામાન્ય દૃષ્ટિએ તો ગંગાબહેનના પત્રમાં વર્ણન કરેલું છે. ભગવાનલાલભાઈ તો શોધખોળના ખાસ હેતુથી ગયેલા, એટલે એમણે પોતાના કાર્યનું સ્વરૂપ

---

૮. 'સૌરાષ્ટ્ર દર્પણ' ઑગસ્ટ ૧૮૭૧ના અંકમાંથી પુરાતત્ત્વ વર્ષ ૧ પૃ. ૪૩૬–૪૪૦માં કરેલો ઉતારો.

૯. એજન પૃ. ૪૪૧.

૧૦. એજન પૃ. ૪૪૧ થી ૪૪૪.

સાધારણ રાજ્યાધિકારીઓને સમજાય એ રીતે આ રિપોર્ટોમાં દર્શાવ્યું છે. અલબત્ત અભિલેખોને તો આવા રિપોર્ટોમાં સ્થાન જ નથી. એ તો પુરાતત્ત્વનાં ખાસ સામાયિકોમાં જ શોભે. પણ સામાન્ય વર્ણન એમણે કર્યું છે જેમાંથી નમૂના તરીકે નીચે એક કટકો ઉતાર્યો છે. તેઓ લખે છે કે "પ્રથમ હું જે વખત મેહરબાન જનરલ ડેલી સાહેબને મળ્યો હતો તે વખતે તેઓએ કહ્યું હતું કે ભીલસે જવાને તારે પાછું ઇંદોર આવવું પડશે તે વખતે મને મળજે એટલે ભીલસા તરફનો બંદોબસ્ત કરાવી આપીશ. તેથી હું તુરત જ સાહેબ મોસુફને મળ્યો. એટલે તેઓએ હોલ્કર સરકારના વકીલ રામજીને બોલાવી મહારાજા હોલ્કર સરકારની મુલાકાત કરવાની મુને ભલામણ કરી. અને ભીલસે જતાં રસ્તામાં હોલ્કર સરકારના મુલકમાં મદદ માટે પરવાનો લખાવી આપ્યો ને એક સ્વાર સાથે અપાવ્યો. ત્યાર પછી ભીલસા એ સિંધીઆ સરકારના તાબામાં છે માટે સિંધીઆ સરકારના વકીલ અજા સાહેબને બોલાવી ભીલસાનો ભલામણપત્ર અને સિંધીઆ સરકારના મુલકમાં ચાલતો રૂક્કો લખાવી આપ્યો. ભીલસા પાસેના સ્તૂપો ભીલસાના તાલુકામાં નથી પણ ભોપાળના ઇલાકામાં છે તેથી ભોપાળના પોલીટીકલ એજન્ટ સાહેબ જે સેહોરની છાવણીમાં રહે છે તેઓ ઉપર મહેરબાન ડેલી સાહેબે પોતે ભલામણ લખાવી આપી."

કેટકેટલાં ભલામણો, પરવાનાઓની જરૂર અને એ બધું મેળવવા માટે મુલાકાતો વગેરેનો કેવો વિધિ આવશ્યક એનો ખ્યાલ આવવા માટે ઉપલો આખો ઉતારો કર્યો છે. વળી જેમને, પોતે એક સ્થળેથી બીજે સ્થળે જાય ત્યારે પોતાના પત્રો નવા સ્થળે મળે એ માટે પોસ્ટ માસ્તરને લખવાના અંગ્રેજી પત્રની નકલ ઉતારી રાખવી પડેલી,[११] તેમને આ બધો અંગ્રેજી દક્ષિણી અધિકારીઓને મળવાનો વિધિ કેવો કષ્ટદાયક થતો હશે? પણ શોધખોળની ઉગ્ર ધગશ જ એમના ઉત્સાહને ટકાવી રાખતી હશે. તેઓ આગળ લખે છે કે:—

"ઈંદોરથી તા. ૬ઠી મેને રોજ ચાલ્યો તે તા. ૧૦મી મેને રોજ

૧૧. એમનો આ નમૂનાનો પત્ર મારી પાસે પડ્યો છે.

સેહોરની છાવણીમાં પહોંચ્યો. બીજે દિવસે સવારના ૭ વાગે ત્યાંના પોલીટીકલ એજન્ટ સાહેબને મળ્યો. તેઓ અને તેઓનાં વિદ્વાન લેડી સાહેબે પોતાની મુસાફરીની નોંધ ઉપરથી મને ભીલસાની આસપાસના સ્તૂપો જેમ અનુક્રમે જોવાને ઠીક પડે તેવો સહેલો રસ્તો લખાવ્યો, એજન્સી તરફથી પરવાનો અપાવ્યો અને એક સ્વાર ભોપાળ સુધી આવ્યો. તા. ૧૨મી મેને રોજ સેહોરની છાવણીમાંથી ચાલ્યો તે ભોપાલથી સાત કોશ ભોજપુર કરી ભોજ રાજાના વખતનું ગામ છે ત્યાં પહોંચ્યો. અહીં મોટું શિવાલય ભોજ રાજાએ કરાવેલું છે. તેના મોટા સ્તંભો અખંડ પથ્થરના છે. એવડા સ્તંભો શૈવ દેવાલયમાં મેં કયાંય જોયા નથી. દેવાલયની ગુફા ૧૩ ફુટ ઉંચી અને ૧૧ ફુટ ચોરસ જલાધારીની વચ્ચે સાત ફુટ ઉંચું શિવલિંગ છે. આ દેવળ પૂરૂં થયા પહેલાં ભોજ રાજાનું મૃત્યુ થયું કહેવાય છે."[૧૨]

આગળ ચાલતાં સાંચી સ્તૂપો વિશે લખે છે કેઃ—" સાંચી ગામથી દક્ષિણ તરફ ઉંચા ટેકરા ઉપર પ્રાચીન બૌદ્ધ સ્તૂપો છે. સઘળા મળી ૧૧ કરતાં વધારે સ્તૂપો અહીં હતા પણ માત્ર બે વગર સઘળા ખંડેર થઈ પડેલા છે. અહીં સહુથી મોટો સ્તૂપ આશરે સો ફુટ અને તેનો નીચેનો વ્યાસ આશરે ૧૫૦ ફુટ છે. તેને ફરતો પથ્થરનો કઠેરો છે એ ઘણા લોકોની મદદથી બંધાએલો છે. તે ઉપર તે લોકોના નામના સેંકડો ટુંકા લેખો છે. એ લેખો આશરે ઇ. સ. પહેલાં ૨૦૦ વર્ષના છે. આ સ્તૂપ મહારાજા અશોકના વખતમાં બંધાણો એમ ધારવામાં છે. એ કઠેડા ઉપર આશરે ૬૦૦ વર્ષ અને તે પછીના લેખો પણ છે. **આહીંના સઘળા લેખોની મેં નકલ કરી લીધી છે.**

એ સ્તૂપના કઠેડાના બનવા પછી આશરે ૨૦૦ કરતાં થોડાં વધારે વર્ષ પછી સુંદર દરવાજા બનાવેલા છે. તે ઉપરનાં ચિત્રો ઘણી જરૂરનાં છે. તેથી ઇસ્વીસન પહેલાંની પહેલી સદીના લોકોનો પોશાક રીતભાત

૧૨. આ છેલ્લું કથન પ્રબંધચિંતામણિ મૂળ ( ફા. ગુ. સ. સં. ) પૃ. ૭૭–૭૮ ને આધારે કરેલું છે એ ઉપરથી ઈ.સ. ૧૮૭૧ પહેલાં પ્ર. ચિં. ગ્રન્થ પણ પં.ભગવાનલાલે જોયો જણાય છે.

ઇત્યાદિની સારી ખબર મળે છે. ઘણું કરી **તે સઘળાં ચિત્રોના ફોટો-ગ્રાફો લીધા.**"

આ રીતે સોનારીના સ્તૂપો, શતધારના સ્તૂપો, પીપળિયા બિજોલીના સ્તૂપો વગેરે પ્રાચીન અવશેષોની જ નોંધ ભગવાનલાલે કરી છે એમ નથી પણ માંડવગઢના જહાજ મહેલ, જુમા મસ્જિદ, ચરવા મસ્જિદ, અશરફી મહેલ, હીંડોળા મહેલ વગેરે મધ્યકાલીન ઇમારતોના અવશેષોની પણ નોંધ કરી છે.

પછી "સૌરાષ્ટ્ર દર્પણ"ના જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૮૭૨ના અંકમાં છપાયેલા પત્રમાં[૧૩] ઉદયગિરિ, બેસનગર, ભીલસા, ઉદેપુર[૧૪] અને એરણ એટલાં સ્થળોમાંની પ્રાચીન વસ્તુઓની નોંધ લીધી, ફોટોગ્રાફની પ્લેટો લીધી તથા ત્યાં મળી આવેલા જૂના લેખોની નકલો લીધી. આ સ્થળોમાંના ઉદેપુરના એક જૂના મહાદેવના મંદિરમાંથી ગુજરાતના કુમારપાલ રાજાનો લેખ મળ્યો છે એ નોંધવા જેવું છે. વળી એરણમાં જોયેલા ગુપ્ત સમયના જૂના અવશેષોની ભગવાનલાલે નોંધ કરી છે તે વાંચવા જેવી છે. અહીં દા. ત. એક બે ટૂંકી નોંધ ઉતારવામાં આવે છે. "એરણ ગામમાં પ્રાચીન બચેલી વસ્તુમાં ગામથી બહાર બીના નદીને ડાબે કીનારે બરેઠ (અથવા વરાહ સ્થાન) નામની જગા છે. ત્યાંહાં મોટી વરાહ અવતાર–જંગલી શૂકર રૂપની મૂર્તિ છે. તેના આખા અંગમાં દેવતાઓ ખોદેલા છે. દાઢમાં સ્ત્રીરૂપ પૃથ્વી લીધેલી છે. એ મૂર્તિ ૧૦$\frac{૧}{૨}$ ફુટ ઉંચી છે અને મહોડેથી તે પૂંઠ સુધી ૧૨ ફુટ ૮ ઇંચ લાંબી છે. તે અખંડ રતુંબડા રેતીના પાષાણની બનેલી છે. એ મૂર્તિના ગળા ઉપર પ્રાચીન અક્ષરોથી લેખ લખેલો છે." એ મૂર્તિની બાજુએ મોટી વિષ્ણુની મૂર્તિ અને તેની સામે ગરૂડસ્તંભ ઉપર ઊભેલી ૪૪ ફુટ ઊંચી ગરુડની મૂર્તિનું પણ વર્ણન કરેલું છે.

---

૧૩. જુઓ પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ. ૩૬.

૧૪. આ ઉદેપુર તે મેવાડનું પ્રસિદ્ધ ઉદેપુર નહિ પણ માળવાનું ભીલસા પાસે આવેલું પુરાતની શહેરનું ખંડેર છે.

ચોમાસામાં ભગવાનલાલ બનારસ ગયા હતા એ એમનાં પત્નીના પત્રથી આપણે જોઈ ગયા છીએ. એમનાં પત્ની રોજ ગંગાસ્નાન કરતાં એ પણ જાણીએ છીએ; પણ તેઓ પોતે શું કરતા હતા એ "સૌરાષ્ટ્ર દર્પણ"માં છપાયેલા ત્રીજા પત્રથી[૧૫] જણાય છે. તેઓ લખે છે કે "આ ત્રણ માસ માંહેના પહેલા મહિનામાં વર્ષાદ ઘણો હતો તેથી બનારસમાં રહી પ્રથમ મુસાફરીમાં જે લેખો એકઠા કર્યા હતા તેનો રિપોર્ટ મહેરબાન ડાક્ટર સાહેબને મોકલવાનો તૈયાર કરવામાં રોકાયો હતો."

પછી બનારસની સ્થિતિનું સામાન્ય ઐતિહાસિક વર્ણન છે. છતાં તેઓ સારનાથના સ્તૂપનો ફોટોગ્રાફ લેવાનું ભૂલ્યા નથી. બનારસથી તેઓ પ્રયાગ [અલાહાબાદ] ગયા. પ્રયાગનું સામાન્ય વર્ણન કર્યા પછી તેમણે અશોકના સ્તંભનું વર્ણન કર્યું છે. ૩૬ ફૂટ ઊંચા એ સાફ અને ચકચકિત સ્તંભ ઉપર પહેલો લેખ અશોકનો છે. પછી એ ઉપર સમુદ્રગુપ્તે લેખ કોતરાવ્યો. આ સમુદ્રગુપ્તના લેખની ભગવાનલાલે આગલી મુસાફરીમાં નકલ ઉતારેલી એ નોંધાઇ ગયું છે. પછી, ભગવાનલાલ લખે છે કે એ જ સ્તંભ ઉપર જહાંગીર બાદશાહે અશોકના લેખનો થોડો ભાગ ખરાબ કરી પોતાના નામનો અરબ્બી ભાષામાં ટૂંકો લેખ કોરાવેલો છે, તે સિવાય "પ્રયાગમાં આવતા યાત્રી લોકોએ આખો સ્તંભ ચિતરી મૂકેલો છે."

ભગવાનલાલ ત્યાંથી દિલ્હી ગયેલા એટલે ત્યાંના અશોકનો સ્તંભ, લોહસ્તંભ વગેરે પ્રાચીન તથા કુતુબમીનાર, દીવાનેઆમ વગેરે મધ્યકાલીન અવશેષોનું વર્ણન કર્યું છે.

આ મુસાફરીઓમાં ભગવાનલાલ ઐતિહાસિક અગત્યની વસ્તુઓ તરફ જ ધ્યાન આપતા હતા અને વર્તમાન જગતને જાણે ભૂલી જ ગયા હતા એમ માનવાનું નથી. વર્તમાન તરફની એમની વિવેચક દૃષ્ટિ નીચેના કાલસીના પહાડી લોકોના વર્ણનમાં સ્પષ્ટ દેખાય છે.

ઈ સ. ૧૮૭૧ ના ડિસેમ્બર અને ૧૮૭૨ ના જાન્યુઆરી ફેબ્રુઆરી

૧૫. જુઓ પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ. ૧૫૬.

મહિનાઓમાં પ્રાચીન વસ્તુઓના તપાસ માટે ભગવાનલાલ જે જે જગાઓમાં ગયા હતા તેમાં **કાલસી** નામનું સ્થળ પણ છે. દેહરાદુન પ્રાન્તમાં પહાડી ખીણમાં એક સુંદર નદી ઉપર એ આવેલું છે. કાલસીમાં અશોકનો એક શિલાલેખ મળે છે. જૂનાગઢના અશોકના લેખના અક્ષરે અક્ષર આ કાલસીના લેખમાં છે અને એ જૂનાગઢના પથરા પેઠે તૂટેલો નથી. એ કાલસીના પહાડી લોકો બાબત ભગવાનલાલભાઈએ જે નોંધ કરી છે[૧૬] તેમાંથી ટૂંકો સાર નીચે ઉતાર્યો છે. "કાલસી પાસેના પહાડમાં ટોંસ અને જમના નદી વચ્ચેના પ્રદેશમાં પહાડી લોકોની ત્રણ જાત છે. ૧ બ્રાહ્મણ ૨ રજપૂત ૩ કોળી. તેમાં બ્રાહ્મણો ઉંચા ગણાય છે. એ બ્રાહ્મણોને સંસ્કાર અથવા ઉપવીત કાંઈ જ હોતું નથી. તેઓનું આચરણ પણ ત્યાંહાંની બે જાતના આચરણ કરતાં થોડી જ વાતમાં જુદું છે. તેઓ પોતાની જાત સારસ્વત બતાવે છે. તેઓ અંગે મજબુત, દેખાવમાં ગોરા અને સુંદર છે. બીજી જાત રજપુત, એ પણ દેખાવમાં સુંદર અને બ્રાહ્મણ જેવા જ છે. તેઓમાં ચોહાણ, સોલંકી ઇત્યાદિ રજપૂત જાત માંહેની જાતો પણ છે. ત્રીજી જાત કોળી, એ રૂપમાં ઉપર લખેલી બન્ને જાતોથી થોડી જુદી પડે છે. બ્રાહ્મણો અને રજપૂતોનાં નાક અણીશુદ્ધ ને સુંદર છે. પણ કોળી લોકોનાં પહોળાં ને ચહેરો અને ગાલ ફુલેલાં જેવાં દેખાય છે. આંખ પણ નાહની હોય છે. એથી એ લોકો આગલી બે જાતથી તરત જ નોખા ઓળખાઈ આવે છે.

એ ત્રણે જાતના લોકોની ભાષા ઘણું કરીને એક જ છે. તેમાં ઘણા આર્ય અને ¼ આશરે અનાર્ય શબ્દો મળેલા છે. એ ત્રણે જાતના લોકો માંસ ખાય છે. અને મદ્ય પીએ છે. પરંતુ ઉપલી બે જાતના લોકો મોટાં પશુનું માંસ ખાતા નથી, કોળી લોકોની સાથે ખાતા નથી, એટલું જ નહિ પણ તેઓને રસોઈને અડકવા પણ દેતા નથી.

---

૧૬. "સૌરાષ્ટ્ર દર્પણ" સપ્ટેમ્બર–ઓક્ટોબર ૧૮૭૩ના અંકમાંથી પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ. ૨૮૯ થી ૨૯૬ માં કરેલો ઉતારો.

એ ત્રણે જાતના પહાડી લોકોમાં એક અજાયબ જેવી ચાલ છે, તે એ કે ત્રણ, ચાર કે પાંચ જેટલા ભાઇઓ હોય તે વચ્ચે તેઓ એક જ સ્ત્રી પરણે છે. તે પસંદ કરવી એ મોહોટાભાઇના અખતિયારમાં છે, અને તેનો મુખ્ય ધણી પણ મોહોટો ભાઈ કહેવાય. નાહના ભાઈઓ મોટા-ભાઈની રૂબરૂમાં એ સ્ત્રીની ઘણી જ અદબ રાખે છે. પરંતુ તે બહારગામ અથવા કોઈ તરેહની ગેરહાજરીમાં હોય તો તેટલી મુદતમાં એ સ્ત્રી તેથી નાહના ભાઈની કહેવાય. નાહના ભાઇથી બીજી કોઈ સ્ત્રીથી લગન થાય નહિ, અને લોકો તેને દેય પણ નહિ. કદાચ કોઈએ બીજી સ્ત્રીથી લગન કીધાં તો મોહોટો ભાઇ તેને ઘરમાંથી કાઢી મૂકે. અગર તે સ્ત્રી તેણે મોહોટાભાઇને હવાલે કરવી જોઇએ. દીકરીનાં માબાપો પણ તેની શાદી કરતી વખતે મુખ્ય કરીને તપાસે છે કે તેઓ કેટલા ભાઈઓ છે. જો એકલો હોય તો તેને દીકરી દેવાને કોઈ પસંદ કરતું નથી. તેનું કારણ એ બતાવે છે કે તેને રાંડવું પડશે. સ્ત્રીઓ અને પુરૂષો સારા સ્વભાવનાં હોય છે. તેઓમાં વ્યભિચાર હોતો નથી. સ્ત્રીઓને ઘણું કરી પુરૂષ સંતતિ વધારે થાય છે, અને પુત્રીઓ થોડી હોય છે.''

કાલસીથી પાછા દિલ્હી, ત્યાંથી વિરાટ, ગિરિરાજ, મથુરા અને આગ્રા થઇ ગ્વાલિયર ભગવાનલાલ ગયા. [૧૭] મથુરામાં ૧૫ દિવસ રહ્યા, ૩૬ ફોટોગ્રાફની પ્લેટો લીધી, નવ પ્રાચીન લેખોની નકલ લીધી અને મથુરાનાં ખંડેરોમાંથી ચોમાસામાં નીકળી આવતા સિક્કાઓ જે સરાફો પાસે વેચાઇ જાય છે તે સરાફો પાસેથી રૂ. ૩૩ ના ખરીદ્યા.

ગ્વાલિયરમાં ચાર લેખોની નકલ કરી, ૨૦૦ તાંબાના સિક્કાઓ લીધા, પણ ત્યાં ભગવાનલાલભાઇનાં પત્ની જે ચાલુ માંદાં રહેતાં હતાં તેનો મંદવાડ વધી ગયો અને તેઓ ૧૮૭૨ના માર્ચની ૪ થી તારીખે અલાહાબાદ રસ્તે મુંબઇ આવ્યા. મુંબઇમાં ડૉ. ભાઉદાજીના ઉપચારથી

૧૭. મથુરાવાળું વર્ણન ''સૌરાષ્ટ્ર દર્પણ'' જાન્યુઆરી ૧૮૭૪ ના અંકમાં છપાયેલું.

થોડાં અઠવાડિયામાં ભગવાનલાલનાં પત્ની તદ્દન સાજાં થઇ ગયાં, એટલે વળી ભગવાનલાલે ઉત્તર હિંદની મુસાફરીનો વિચાર કર્યો. પ્રત્યેક પ્રવાસથી વધારે પ્રવાસની અને પ્રાચીન સ્થળો તપાસી શોધખોળ કરવાની એમની તૃષ્ણા વધતી ગઇ અને ઈ. સ. ૧૮૭૨ના[૧૮] ડિસેમ્બરમાં તેઓ જૂનાગઢના નવાબને ખર્ચે જ ઊપડયા, અને ઝવેરીલાલ નોંધે છે તેમ બલુચિસ્તાન અને યુસુફઝાઈ સુધી ગયા તથા નેપાળનો તિબેટની સરહદ સુધી પ્રવાસ કર્યો.

આ પ્રવાસમાંથી ૧૮૭૩ના પહેલા મહિનાઓમાં કરેલા બલુચિસ્તાન અને યુસુફઝાઇના પ્રવાસ વિશે કશું જાણી શકાતું નથી, પણ તા. ૮મી મે ૧૮૭૩ને રોજ જબલપુરમાં ભગવાનલાલે ત્યાંના સંગ્રહસ્થાનમાં પડેલા એક લેખની નકલ લીધી હોવાની માહિતી એમની એક નોંધપોથીમાંથી મળે છે. પછી ૧૮મીએ બનારસથી છકડા ગાડીમાં ચાલી આજમગઢ, ત્યાંથી દેવગામ, ત્યાંથી હથિયાદહ, ત્યાંથી એક અભિલેખની નકલ લઈ તા. ૨૬ મીએ ઘોસી, તા. ૨૮મીએ ભાગલપુર, ત્યાંથી એક સ્તંભ ઉપરના અભિલેખની નકલ લઇ તા. ૨૯ મીએ કહાઉં જઈ ત્યાં સ્તંભ ઉપરના સ્કંદગુપ્તના અભિલેખની નકલ લઇ, ખુખુંદોના સ્તૂપની નોંધ વગેરે લઈ બિતિયામાં મિથિયા સ્તંભના અશોકના અભિલેખની નકલ લીધી.[૧૯] આ પછી થોડા દિવસની નોંધ નથી મળતી. પછી તા. ૧૭મા જૂન ૧૮૭૩ ને રોજ લઉડિયામાં પોતે હતા ત્યાં "સાંજના છ વાગે બીતીયાના મેનેજર ગીબન સાહેબનો કાગળ આવ્યો તે સાથે મહારાજકુમાર જંગબહાદુરનો ભલામણનો કાગળ અને નેપાળ સરકારનો પરવાનો તથા પાસ આવ્યો. ચોમાસું શરૂ થઈ ચૂક્યું હતું. અને જવાનું ઘણું મુશ્કેલ છે એમ લોકો કહેતા હતા. તો પણ આવો સારો યોગ મળવાની આશા થોડી અને નેપાળના બૌદ્ધ ધર્માધ્યક્ષો

૧૮. શ્રી ઝવેરીલાલે ૧૮૭૩ સાલ લખી છે, પણ તે ભૂલ છે; ૧૮૭૩ ના મેથી પ્રવાસનું વર્ણન ઉપર બતાવ્યું છે તેમ મળે છે.

૧૯. ફા. ગુ. સ માં જળવાઈ રહેલ ઉપલી નોંધવાળી ૪૭/૭ નોંધપોથીમાં આ મિથિયા સ્તંભનો લેખ ભગવાનલાલે પેન્સિલથી ઉતારેલો છે.

સાથે મળી જે બાબતમાં મેં મહેનત કીધી છે તે બાબતનો ખુલાસો મેળવવાની મોટી હોંશ આથી નેપાળ જવાને નિશ્ચય ઠેરવ્યો." એમ ભગવાનલાલ પોતે નોંધે છે.[૨૦]

તા. ૧૮ મી જૂને સવારના આઠ વાગ્યે સામાન સર્વ બંધાવી નેપાળ જવા ભગવાનલાલ નીકળ્યા. રસ્તામાં એકએક બબ્બે કોસે આવતાં ગામડાંઓની નોંધ કરતા તા. ૨૧ મી જૂને સીમરાબાસા નામના થોડાં ઝૂંપડાંના ગામમાં પહોંચ્યા. ભગવાનલાલ નોંધે છે કે "નેપાળના પહાડી મુલકમાં દાખલ થતા પહેલાં તેની પૂર્વ પશ્ચિમ લાંબી પર્વતની હારના થડમાં ચાર કોસનું મોટું જંગલ છે જેને નેપાળની તરાઈ કહે છે. એ જંગલના મોઢા આગળ સીમરા બાસા નામનું ગામડું છે. આહીં આવ્યા પછી નવા જ દેશમાં દાખલ થયા જેવું લાગ્યું. આહીંના ગામડીઆઓનો પોશાક, ભાષા, સ્વરૂપ, રંગ, સ્થિતિ, ઘરની અને દેવળની બાંધણી એ સઘળું બદલાઇને નેપાળની તરાહનું દેખાવા લાગ્યું.

સીમરાબાસાથી આગળ નેપાળ જવાનો રસ્તો પહાડી અને નહેરોવાળો છે. તેથી ચોમાસાની ઋતુમાં ગાડી ચાલવાને લાયક નથી. માટે મારા ગાડીવાનોએ આહીંથી પાછા ફરવાની રજા લીધી. સામાન ઉપાડવાને સીમરાબાસાથી મજુરો કરવા પડે છે. મોસમ હોય તો માણસને બેસવાની ડોળી મળે. પણ ચોમાસામાં લોકોની આવજાવ કમ તેથી એકે ડોળી આહીં નહિ હતી. તેમ મહારાજકુમાર જનરલ જંગબહાદુરનો પત્ર મારે માટે સઘળો બંદોબસ્ત કરી આપવાને હતો તે પણ આપવાને ચૂક થઈ તેથી મને કોઈ પણ વાહન મળ્યું નહિ. લોકો કહેવા લાગ્યા કે રોકાવાથી પણ આજકાલ ડોળી આવવાનો સંભવ નથી અને વરસાદ જોરથી પડવા લાગશે તો તમારાથી જઈ શકાશે નહિ. માટે જેમ બને તેમ જલદી થોડું થોડું ચાલવા લાગો.

આંહી ભાર ઉપાડનારા પહાડી લોકો હોય છે. તેઓને ભારીઆ

૨૦. ફા. ગુ. સ. પાસેની અં. ૪૭/૫ વાળી નોંધપોથીમાં

કહે છે. એ લોકો શરીરે ઠીંગણા અને જપાની લોકો જેવા ચહેરાવાળા હોય છે, પણ એના જેટલો બોજો ઉપાડનાર હિંદુસ્થાનના કોઈ ભાગમાં મેં જોયા નથી. આ લોકો દોઢથી બે બંગાળી મણનો બોજો પીઠ ઉપર બાંધી નેપાળના રસ્તાના સીધા ચડાણવાળા ડુંગરો ઉપર નિર્ધારિત રીતે ચડી જાય છે. તેઓ પોતા કરતાં ઉંચા અને ભારે માણસને પોતાની પીઠ ઉપર સુંડલામાં બેસારી લઈ જાય છે...તેઓની સ્ત્રીઓ પણ તેવી જ મજબુત હોય છે તેઓ પણ સૂંડલામાં મૂકી બંગાળી એક મણ જેટલો સામાન પીઠ ઉપર ઉપાડી લઇ જાય છે. જેમ દેશી મજુરો માથા ઉપર ઉપાડે છે તેમ આ લોકો માથા ઉપર પાંચ શેર બોજો પણ ઉપાડી શકતા નથી. મારી સાથે આશરે પાંચ બંગાળી મણ બોજો હતો. તે ઉપાડવાને ચાર મજુરો કર્યા. પછી તા. ૨૧ મી જૂને સવારના આઠ વાગે સીમરા-બાસાથી ચાલ્યા."

ભગવાનલાલ લખે છે કે—

"અહીંથી ગગનચુંબી વૃક્ષોની ઘાટીમાં સીધો આશરે પચીશ ફુટ પહોળો સફેત રેતીનો રસ્તો મળે છે. મોટા બાદશાહી બાગમાં ચાલ્યા જાતા હોઇએ તેવું લાગે છે. દિવસ ચડતાં સખત ગરમી લાગવા લાગી. સીમરાબાસાથી ભીછાખોરી સુધીના ચાર કોસના રસ્તામાં એક બુંદ પાણીનું મળતું નથી. બપોરના એક વાગે ઘણી મુશ્કેલીથી હું ભીંછાખોરા નામના થોડા ઝૂંપડાવાળા ગામ પાસે આવી પહોંચ્યો. અહીં બાંગરી નામની નદી વહે છે તેના કીનારા પાસે સ્વચ્છ અને શીતળ પાણીના ઝરા વહે છે. એ પાણી મળવાથી પાણી સારૂ જે કષ્ટ ભોગવ્યું તેનો બદલો મળ્યા જેટલો મને સંતોષ થયો. આંહી ઉચી જગા ઉપર નેપાળ સરકારે બંધાવેલી એક ધર્મશાળા છે. તેમાં ઉતારો કીધો. સીમરાબાસાથી ભીંછાખોર સુધીનો રસ્તો સપાટ લાગે છે પણ તે થોડો થોડો ચડાવવાળો છે.

તા. ૨૩ મી જુન—સવારના છ વાગે ભીંછાખોરાથી ચાલ્યો, આ જગા પહાડી મુલકમાં દાખલ થવાનો દરવાજો છે, એમ કહીએ તો ચાલે.

આ બોના નાકા આગળ જમણી બાજુએ ડુંગરના કડા ઉપર ૧૨ સીપાઇનું થાણું રહે છે. એ લોકો આવતા જતા માણસને પરવાનો જોઈને આગળ વધવા દે છે. જેની પાસે પરવાનો નથી હોતો તેને રોકી રાખે છે. અને વ્યાપારીની ગાંસડી ઉપર કાંઇક પૈસા લે છે. મારી પાસે મહારાજકુમારનો પરવાનો હતો તે દેખાડવાથી આગળ વધવાને રજા આપી. આંહીથી રેતીના ઉંચા અને વૃક્ષોની ઘટાથી ઢંકાયેલા પહાડોની ખીણમાં નદીને વાંકેચુંકે રસ્તે ચાલતાં ઘણા ઝરાઓ ઓળંગી આશરે દોઢ માઇલ દૂર ગયો ત્યાં ઉંચા ડુંગરોની ઉપર સરલનાં ઝાડો પ્રથમ દીઠાં. એકસરખાં ટટાર વધેલાં અને તેનાં લીલાં ભૂરા જેવાં પાત્રાં અને દેવોના મુગટ જેવાં સૂકેલાં નીચે પડેલાં ફળો જોઇ મેં કોઇ દિવસ જોયાં ન હતાં પણ તેને તરત ઓળખી કાઢયાં. આ વૃક્ષો, જેમ જેમ આગળ વધતાં ગયાં તેમ તેમ વધારે ઉંચાં જોવામાં આવ્યાં. આંહી તેનો વધારેમાં વધારે ઉંચાઈ આશરે ૮૦ ફુટ જેટલી હતી.''[૨૧]

ભગવાનલાલ નેપાળની રાજધાનીમાં કઈ તારીખે પહોંચ્યા એ નોંધ મળી નથી, પણ જૂનની છેલ્લી તારીખે પહોંચી ગયા હશે.

નેપાળમાં એ વખતના નેપાળના મહારાજકુમાર સર જંગબહાદુરે ભગવાનલાલનો ભારે સત્કાર કર્યો અને રાજ્ય તરફથી નેપાળનાં મન્દિરો વગેરે જોવાની, અભિલેખો ઉતારવાની, હસ્તલિખિત પોથીઓ જોવાની તથા ઉતારવાની પંડિતજીને સગવડ આપવામાં આવી. નેપાળમાં ભગવાનલાલ ઇ. સ. ૧૮૭૩ ના જુલાઇથી નવેમ્બર સુધી રહ્યા[૨૨] અને તે મુદતમાં ત્યાંના બૌદ્ધધર્મીઓ સાથે ઓળખાણ કરી બૌદ્ધ ધર્મની હાલમાં નેપાળની અંદર

---

૨૧. ફા. ગુ. સ. પાસેની ૪૫/૧ નંબરની નોંધપોથીમાં અહીં નોંધ અટકી જાય છે.

૨૨. જે ''સૌરાષ્ટ્ર દર્પણ''ની જૂની ફાઈલોમાં ભગવાનલાલે જૂનાગઢ દરબારને કરેલા આગલા રિપોર્ટો મળ્યા છે તેમાંથી, પછીના રિપોર્ટો નથી મળ્યા પણ બીજા બે રિપોર્ટોની પંડિતજીના હસ્તાક્ષરની નકલ મળેલી ( જુઓ પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ. ૪૨૯ ), જેમાંથી આગળની હકીકત ઉતારી છે.

કઈ હાલત છે તેની તથા ત્યાંની રીતભાત, વિદ્યા, ચાલચલણ, મૂર્તિઓ શાસ્ત્રો ઇત્યાદિ બાબતની ખબર મેળવી, ૧૮ હસ્તલિખિત પુસ્તકો મેળવ્યાં, (જેમાં તાડપત્ર ઉપર લખાયેલ સાડા પાંચસો વર્ષ જૂની 'પ્રજ્ઞાપારમિતા'ની સરસ સચિત્ર પોથીનો સમાવેશ થાય છે.) તથા કાટમાંડુ, પાટણ અને ભાતગાઉની આજુબાજુની જૂની રહેલી જગાઓ જોઇ. ૬૦ પ્રાચીન અભિલેખો મેળવ્યા. આમાંથી નેપાળના અભિલેખો તથા ઇતિહાસ વિશે ભગવાનલાલે પુરાવિદ્યાનાં સામયિકોમાં જે પ્રકટ કર્યું તે આગળ આવશે. પણ નેપાળના બૌદ્ધ લોકો વિશે એ વિદ્વાને નીચેનું વર્ણન કર્યું છે.[૨૩]

" નેપાળના લોકો બૌદ્ધધર્મીઓના મુખ્ય બે ભાગ કરે છે. તેમાંના એકને ઉદાર અને બીજાને બાંડા કહે છે. ઉદાર એ ગૃહસ્થ લોકો છે. તેઓ નેપાળના મુખ્ય વ્યાપારી ગણાય છે. તીબેટ અને ચીનના પ્રાન્તો તથા હિન્દુસ્થાન સાથે વ્યાપારસંબંધ રાખવાથી તેઓ ઘણો પૈસો મેળવે છે. તથાપિ ઘણા દબાઇને ગરીબ જેવી હાલતમાં રહે છે. પણ મધ્ય દેશના અને મારવાડના જૈનધર્મીઓની પેઠે ધર્મની બાબતમાં ખર્ચ કરતી વખત મોટી ઉદારતા દેખાડે છે. આ લોકોના આશ્રયથી જ હાલ નેપાળમાં ધર્મ સચવાઈ રહેલો છે.

બીજા બાંડા તે લોકો માથા ઉપર ચોટલી નથી રાખતા તેથી એ નામથી ઓળખાય છે. આ લોકોની મુખ્ય ચાર જાત છે. વજ્રાચાર્ય અથવા ગુભાજુ, શાક્યવંશી ભિક્ષુ, ભિક્ષુ અને ચૈતક. તેમાંના વજ્રાચાર્ય એ બૌદ્ધમાર્ગી બ્રાહ્મણો છે. તેઓ મંદિરોમાં પુરાણો વાંચે છે, વિવાહાદિ સર્વ કામો કરાવે છે અને દીક્ષા પણ આપે છે. તેઓના આ અધિકાર બ્રાહ્મણોની પેઠે વંશપરંપરા ચાલે છે. આ લોકોનું ગુજરાન પ્રથમ તો ઉપર લખેલાં કર્મોથી જ ચાલતું હતું. પરંતુ હાલમાં ધર્મની પડતી હાલતને લીધે મહેતાગિરિ, વ્યાપાર, ચાકરી ઇત્યાદિ કામોથી ચલાવે છે. અને થોડા જેઓને યજમાન ઘણા છે તેઓ ધર્મને લગતું કામ કરાવીને પણ ચલાવે છે. બાકીની ત્રણ જાતવાળા પ્રથમ કેવળ ત્યાગી હતા. પાછળથી તેઓ

---

૨૩. પુરાતત્ત્વ વર્ષ ૨ પૃ. ૪૩૦

સ્ત્રીઓ પરણી ગૃહસ્થ થઈ બેઠા છે. માત્ર આખા જન્મમાં એક વખત દીક્ષા લે છે. ત્યારે ત્રણ રોજ સુધી વિહારમાં રહે છે અને ભિક્ષુચર્યા પાળે છે. એ પણ જો ઉમ્મરે પહોંચ્યા પછી દીક્ષા લે તો! નહિતો નાહનાં ધાવતાં બચ્ચાંને પણ દીક્ષા આપે છે. તે એક દિવસ પણ વિહારમાં નથી રહેતાં. જે વિહારમાં રહે છે તે ત્રણ રોજ થયા પછી ગુરૂને પ્રાર્થના કરે છે કે મહારાજ, શાકયમુનિના કઠીણ શ્રાવકાચારમાં હું રહી શકું તેમ નથી. અને આ સમય ઘણો કઠીણ છે. ત્યારે ગુરૂ તેને તંત્રમાર્ગમાં જવાને કહે છે. અને તાંત્રિક દીક્ષા આપે છે. આ દીક્ષાનુ કર્મ પણ હાલ બ્રાહ્મણોના યજ્ઞોપવીત ધારણ પછી બ્રહ્મચર્ય લઈ કાશી જવાના નાટકથી વધારે વજન-વાળું નથી.

હાલમાં આ સઘળા કારીગરનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. સોની, સુતાર, લુવાર, સલાટ, ચુનારા ઇત્યાદિ કામ કરનારા નેપાળમાં બૌદ્ધ ભિક્ષુઓ જ છે. તેઓ ઘણા હુશિયાર કારીગર હોય છે......તેથી સારો પૈસો મેળવે છે. છતાં ભિક્ષુઓ દાખલ દાન લેવા જાય છે."

"નેપાળમાં સતીનો ચાલ તથા ગુલામો રાખવાનો ચાલ છે. ખેતીનું કામ અને ઘરનું કામ ઘણુંખરું ગુલામો કરે છે" એવી નોંધ પં. ભગવાન-લાલે કરી છે ( નોંધપોથી $\frac{૪૭}{૫}$ )

"એ પ્રમાણે વિદ્યા, આચાર અને સ્થિતિ ઉતરતી છે. તથાપિ હજી નેપાળમાં બૌદ્ધધર્મનાં દેવળો ઘણાં છે. તેની મુખ્ય બે જાત છે. એક બહાળ જે સંસ્કૃત વિહારનું અપભ્રંશ છે અને બીજી બહી જે સંસ્કૃત બહિઃનું ભ્રષ્ટ છે. વિહારોની ચોતરફ ભિક્ષુઓનાં ઘરો હોય છે અને વચ્ચે ચોક હોય છે. ઘણું કરી સામેની બાજુએ દેવળ હોય છે."

ભગવાનલાલે નેપાળના વિહારોનો પ્રકાર વર્ણવ્યો છે તેમ જ તેમાંથી મુખ્ય બેત્રણનું વિશેષ વર્ણન કરેલું છે, પણ તેઓ છેવટ કહે છે કે હાલના વખતમાં મુખ્ય ત્રણ શહેરની અંદરના ત્રણ વિહારોને છોડી બાકીના વિહારો-ની ઘણી પડતી હાલત છે.

વિહારોનાં વર્ણન પછી ધર્મપુસ્તકોનું વર્ણન કરતાં કહે છેઃ "જેવી રીતે દેવળોની પડતી હાલત છે તે જ હાલત ધર્મપુસ્તકોની પણ છે.....

આખા નેપાળમાં કોઇ વિહારની અંદર સર્વ પુસ્તકોનો એક ઠેકાણે ભંડાર નથી. વિહારોની અંદર જે જુજ પુસ્તકો રાખેલાં હોય છે તેને પણ વર્ષમાં એક બે વખત તહેવારોમાં બહાર કહાડે છે. તે વિના કોઇને અડકવા પણ દેતા નથી. તેમ એ પ્રતિઓના જૂની તરાહના અક્ષરો લોકો વાંચી પણ જાણતા નથી. નેપાળના બૌદ્ધ લોકો સાથે મુને સારી પેઠે પરિચય થવાથી સત્કારથી વિહારોમાં લઈ જઇ પુસ્તકો દેખાડતા હતા. અને તેઓ ન વાંચી શકે તેવાં પુસ્તકોની આખરે લખેલી મિતિ અને બીજી ખબર મારી પાસે વંચાવી ઘણા આશ્ચર્ય થતા."

આ રીતે જૂની શોધખોળ કરતાં નેપાળમાં પાંચેક મહિના ભગવાનલાલ રહ્યા. તે દરમિયાન કયા મહિનામાં તે ચોક્કસ નથી પણ એકવાર સખત મંદવાડમાં સપડાઈ ગયા હતા.

તેઓ નેપાળના 'તેરાઇ'તાપમાં પટકાઈ પડ્યાના ખબર મુંબઇ આવ્યા ત્યારે મુંબઈમાં ડૉ. ભાઉદાજી પણ બીમાર હતા. એમને ઈ. સ. ૧૮૭૩ ના જાન્યુઆરીમાં પક્ષાઘાતનો પહેલો હુમલો આવેલો અને વચ્ચેવચ્ચે થોડું ઠીક લાગ્યા છતાં એ મંદવાડમાંથી એ વિદ્વાન ઊઠ્યા જ નહિ. પણ મંદવાડની પથારીમાં પડેલા ડૉ. ભાઉદાજીને જે તાવ ઘણીવાર જીવલેણ નીવડે છે એવો તાવ ભગવાનલાલને લાગુ પડ્યાના ખબરથી ભારે ચિંતા થઈ પડી. તેમણે મુંબઇ સરકારના એક વખતના સેક્રેટરી પણ પછી ટાઇમ્સ ઓફ ઇન્ડિયાના સંપાદક થયેલા મિ. વુડને ભગવાનલાલના મંદવાડની વાત કરી, નેપાળનો બ્રિટિશ રેસિડંટ મિ ગર્ડલસ્ટન જાતે પંડિતજીની તબિયતની તપાસ કરી આવે એવો તાર કરવા વિનંતિ કરી. મિ. વુડે એક પ્રસંગે કહેલું કે ડૉ. ભાઉદાજીને ભગવાનલાલ ઉપર કેટલી, લગભગ પ્રેમ કહેવાય એવી લાગણી હતી એ હું ત્યારે જોઇ શકયો. પોતાનું કામ કરવા ગયેલ આ માણસને કાંઈ થાય તો! એની ફિકર ડૉ. ભાઉદાજીને થતી હતી અને ભગવાનલાલને બચાવવા પોતે ગમે તે કરવા તૈયાર હતા.[૨૪] મિ. ગર્ડલસ્ટન જાતે જોઇ આવ્યા અને મિ. વુડને તાર કર્યો કે પંડિતજીનો તાવ

૨૪. ડૉ. ભાઉદાજી ચાંચે ચરિત્ર પૃ. ૧૦૭

ઊતર્યો છે અને તેઓ થોડા વખતમાં હિંદમાં આવવા ઇચ્છે છે. વળી નેપાળની ખરાબ તૂવેરદાળને લીધે પંડિત માંદા પડી ગયા છે એવું જાણી ડૉ. ભાઉદાજીએ તૂવેર દાળની કીમત કરતાં બમણા પૈસા ખરચી પોસ્ટમાં થોડી તૂવેર દાળ મોકલી. ત્યાંની પોસ્ટ ઑફિસને દાળ જેવી વસ્તુ કોઇ આ રીતે પોસ્ટમાં મોકલે એ સમજાયું નહિ. અંદર કાંઈક બીજું સંતાડયું હશે એમ ધારી પંડિતના નોકરને પાર્સલ આપતી વખતે નેપાળના પોસ્ટ-માસ્તરે પોતાની સમક્ષ જ પાર્સલ ખોલવા કહ્યું. પણ ત્યાં તો તૂવેર દાળ જ નીકળી.

ડૉ. ભાઉદાજીને પોતાના ઉપર કેવી લાગણી હતી એના દાખલા તરીકે પં. ભગવાનલાલે પોતે ઉપલી વાત શ્રી. ઝવેરીલાલ યાજ્ઞિકને કરેલી.[૨૫]

નેપાળમાંથી જથ્થાબંધ પુરાતત્ત્વીય સામગ્રી સાથે એ દેશ વિશે પુષ્કળ સામાન્ય માહિતી પણ ભગવાનલાલે મેળવી લીધી હતી. નેપાળ ઉપર જ પુસ્તક લખવાનો પણ એમનો વિચાર હશે એમ એક નોંધપોથી-માં નેપાળ વિશે લખવા લાયક વસ્તુની જે નોંધ કરી છે તે ઉપરથી લાગે છે;[૨૬] જો કે તેઓ લખી શકયા નહિ.

નેપાળથી ભગવાનલાલ ૧૮૭૩ ના નવેમ્બરની ૨૬ મી તારીખે દસ વાગ્યે નીકળ્યા. ત્રણ ડોળી અને પાંચ ભારિયા કીધા હતા. પોણા વાગ્યે થાનકોટ પહોંચી ચંદાગિરિ ચડવા માંડયું. આ ચંદાગિરિનું એમણે નીચે પ્રમાણે વર્ણન કર્યું છે:

"આ ડુંગર સુંદર જાતજાતની ઘટ્ટ વનસ્પતિથી છવાઈ રહ્યો હતો. જગેજગે લાલપીળાં ફુલોના ગુચ્છ ફુલી રહ્યા હતા. નીચે તરફ મેદાનમાં જોઇએ છીએ તો મેદાનની વચ્ચે ફેલાયેલું કાટમાંડુ શહેર દેખાય છે... ઉત્તર તરફ લાંબી, સફેત, બરફના પર્વતોના શિખરોવાળા પહાડની હાર દેખાતી હતી. આશરે સાડાત્રણ વાગે હું ડુંગરને મથાળે આવી પહોંચ્યો.

---

૨૫. ઝવેરીલાલનાં સ્મરણો પૃ. ૧૭

૨૬. શ્રી. ફા. ગુ. સ. પાસેની નોંધપોથી ૪૬/૭ (શ્રી. ફા. ગુ. સ. નાં હસ્ત-લિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પૃ. ૩૨૬ માં આ નોંધપોથીને ૪૬/૭ લખી છે પણ નોંધપોથી ઉપર ચોડેલી ચિઠ્ઠીમાં બીજીને ૪૬/૭ કહી છે.)

આ રીતે મુસાફરી કરતાં દરેક સ્થળે સાથે રાખેલાં થર્મોમીટરમાં જોઈ ગરમીની નોંધ લેતાં કાટમાંડુથી ૨૬ કોસ ચાલી બીજી ડીસેમ્બરે સીમરાબાસા પહોંચ્યા અને ત્યાં તરત બેલગાડી મળી જવાથી તેમાં સામાન રખાવી તરત મજુરોને રજા આપી. આ રીતે નેપાળની મુસાફરી પૂરી કરી.

સીમરાબાસાથી બળદગાડીમાં ચાલી તા. ૮મી ડીસેમ્બરે ગંડકી નદી પાસે લાલગંજ પહોંચ્યા અને તા. ૯મી એ પટણા પહોંચ્યા. ૧૦મી પટણામાં રહ્યા. ત્યાં એક બંગાળી મિત્રને મળવા ગયા હતા પણ એના સ્વર્ગવાસના ખબર સાંભળી ઘણા દીલગીર થયા. તા. ૧૧ મીને રોજ પોતાની સાથે ઘણો બોજો હતો તે ગયાજી ન લઇ જવો પડે માટે બાબુ કૃષ્ણચન્દ્રજીને ઘેર પહોંચાડયો. પછી તા. ૧૨ મીએ પટણામાંથી કેટલીક લખવાની વસ્તુ, દેશી કાગળ, કપડું, પેન્સીલ આદિ લીધાં પછી ગાડીનો બંદોબસ્ત કરી ચાલવાની તૈયારી કરી જૂનાગઢ, અમરેલી, મુંબઈ દાક્તર સાહેબને, કરસનદાસ શેઠને તથા નેપાળમાં કાગળો લખ્યા.

પછી ૧૩મી ડીસેમ્બરે પટણાથી નીકળી ગયા. જવાના સીધા રસ્તામાં મગદુમપુરથી બેલ જતાં પૂર્વ તરફ રસ્તાની બાજુયે ચાર મૈલ પર આવેલ બરાબરની ગુફાઓમાં જઈ ત્યાંના અભિલેખોની તથા નાગાર્જુની ગુફાના અભિલેખની નકલ લેવામાં ચાર દિવસ ગાળ્યા. તા. ૧૭મીએ બારાબરની ગુફાનું વર્ણન લખ્યું તથા લેખોને છાપી લઈ બાર વાગે મુકામે પહોંચ્યા. પછી તા. ૧૮મી ડીસેમ્બરે ગયા પહોંચ્યા. તા. ૧૯મી થી ૨૨ સુધી બુદ્ધ ગયામાં લેખોની નકલો લેવી, મંદિરનું વર્ણન લખવું વગેરે કામ કરી પછી તા. ૨૩ થી ૨૬ સુધી ગયામાં વિષ્ણુપદ વગેરેના લેખોની નકલો લીધી તથા તેનું વર્ણન લખ્યું. લેખ વાંચવા માટે એક મૂર્તિ ઉપરથી પુષ્કળ મળી ઉખેડવી પડી. તા. ૨૯મી ડીસેમ્બરે પાછા પટણા પહોંચ્યા. તા. ૩૦મીએ મુંબઇથી કાગળો અને મનીઓર્ડર આવી ગયાં. તા. ૩૧મીએ સામાન મુંબઇ રવાને કીધો અને ૨જી જાનેવારી ૧૮૭૪ને રોજ ચાલી વૈજનાથ ઉતરી કલકત્તે ગયા.[૨૬]

૨૭. જેમાંથી મુસાફરીનું ઉપલું વર્ણન ઉતાર્યું છે તે નોંધપોથીમાં અહીંથી આગળ નોંધ નથી.

## ૫. પં. ભગવાનલાલની સ્વતન્ત્ર સંશોધન પ્રવૃત્તિ

ઈ. સ. ૧૮૭૪ના આરંભમાં કલકત્તે ગયા હતા ત્યાંથી કયે રસ્તે તે ચોક્કસ નથી જણાતું પણ છઠ્ઠી એપ્રિલે મુંબઇ પહોંચ્યા હશે એમ લાગે છે.[1] મુંબઇ આવ્યા ત્યાં ડૉ. ભાઉદાજીને અસાધ્ય પક્ષાઘાતમાં સપડાયેલા જોયા. બીજી તરફથી ચોક્કસ નથી કહેવાતું પણ એમનાં પત્ની ગંગા બહેન પણ અમરેલીમાં વધારે માંદાં હશે એમ લાગે છે, કારણ કે ૧૮૭૪ના એપ્રિલની ૨૮મી તારીખે શ્રી. ગિરિજાશંકર શામળજી મહેતાને લખેલા[2] કાગળમાં ભગવાનલાલ લખે છે કે " હું કામ એમ ને એમ ફેંકી ચાલી નીકળવાને ધારૂં છું તેથી દિલગીરી થાય છે. પણ એ કરવા સિવાય ઉપાયાન્તર નથી. જૂનેગઢ વૈશાખ વદ ૮ને રોજ પહોંચીશ ને ૧૧નો નીકળ્યો અમરેલી આવવાને ધારૂં છું પછી બને તે ખરૂં."

આટલી ઉતાવળથી અમરેલી જવાનું કારણ પત્નીના ગંભીર મંદવાડ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. પંડિતજીના જીવન વિશે જે લખાણો જળવાઈ રહ્યાં છે તેમાં એનાં પત્નીના મરણની તારીખ નથી મળતી, પણ પાછલાં વર્ષોમાં રસોયો રાખેલો એ ચોક્કસ છે. મારી અટકળ તો ઇ. સ. ૧૮૭૪માં જ એમનાં પત્નીનું અવસાન થયું હશે એમ છે.

ઇ. સ. ૧૮૭૪ના મેની ૨૯મીએ ડૉ. ભાઉદાજીનો કૈલાસવાસ થયો. ઉદાર શેઠ અને વત્સલ ગુરુના અવસાનથી ભગવાનલાલ ઉપર જાણે આભ તૂટી પડયું. ચારે બાજૂથી તેઓ મુશ્કેલીમાં મુકાઈ ગયા. એ વખતે ભગવાન-

---

૧. જુઓ ભગવાનલાલ મેમોરિયલ નંબર (જૂનાગઢ આ. ઓ. ગ્ર. ૨ ન.૧)-માં છપાયેલા પત્રોમાં પત્ર ૧લો, જેમાં લાહોરથી ગુડઝ રસ્તે આવેલો સામાન એપ્રિલની ૨૭મીએ મળ્યો એમ લખ્યું છે.

૨. એજન.

લાલની આર્થિક સ્થિતિ કાંઈ સારી નહોતી.[3] ડૉ. ભાઉદાજીની નોકરીમાં જ તેઓ ૧૮૬૧માં મુંબઈ આવ્યા ત્યારથી હતા. અલબત્ત જૂનાગઢ દરબારનો પગાર જે વર્ષોમાં લીધો તે વર્ષોમાં ડૉ. ભાઉદાજી પાસેથી પગાર નહિ લીધો હોય. પણ પગાર કેટલો હતો અને એમનું મુંબઈમાં કેટલું ખર્ચ હતું એ આપણે જાણતા નથી. વળી ડૉ. ભાઉદાજી લાંબો વખત માંદા રહ્યા એટલે તેની કમાણી બંધ થઈ ગઈ અને એનું પોતાનું ખર્ચ પહેલેથી મોટું હતું; પરિણામે એના ભાઈ ડૉ. નારાયણદાજીએ મંદવાડના સમયમાં વડીલ ભાઈના ઘરનો બહોળો ખર્ચ નિભાવ્યો હતો. શેઠની આવી સ્થિતિમાં ભગવાનલાલની સ્થિતિ નબળી હોય એ સ્વાભાવિક છે. અને ડૉ. ભાઉદાજીના મરણ પછી તો ભગવાનલાલને ચાલુ રાખી શકે એવી એના કુટુંબની સ્થિતિ હતી જ નહિ, એટલે એમણે કોઈક વેપારીને ત્યાં કામ કરવાનું સ્વીકારી આર્થિક મુશ્કેલીનો રસ્તો કાઢ્યો.[5] પણ આર્થિક મુશ્કેલી કરતાં ય પોતાના જીવનને નિષ્ફળ જતું કેમ બચાવવું એ પ્રશ્ને આ વખતે ભગવાનલાલને વધારે મૂંઝવ્યા. ડૉ. ભાઉદાજીના પુરાવિદ્યા–સંશોધનના જે કાર્યમાં અત્યાર સુધી પોતે સહાયક હતા તે કાર્ય હવે પોતાને સ્વતંત્ર રીતે કરવું પડશે અને કરવું જ એટલો નિશ્ચય તો એમણે તરત કરી લીધો હશે; પણ એ નિશ્ચયને અમલમાં મૂકવો શી રીતે ? એ પ્રશ્ન અટપટો હતો. ડૉ. ભાઉદાજી હતા ત્યાંસુધી તો ભગવાનલાલ જ્યાં અભિલેખ હોય ત્યાં જઈને અથવા તામ્રપત્રાદિ મેળવીને અભિલેખોની નકલ લેવી, અક્ષરાન્તર કરવું, સંસ્કૃત ભાષાન્તર કરવું વગેરે પ્રાથમિક કાર્ય કરતા અને સહાયકોએ કરેલું કાર્ય તપાસી, ગોપાલ પાંડુરંગ પાધ્યે જેવા સંસ્કૃતના સારા પંડિત સાથે લેખનો અર્થ વિચારી, એ વિષયમાં પહેલાં થયેલું બધું કાર્ય જોઈ તે તે વિષય ઉપર નિબંધ

---

૩. ડૉ. બુહલરે (ઈ. એ. ગ્ર. ૧૭ ઑક્ટોબરમાં) પોતાનાં સ્મરણોમાં આવી નોંધ કરી છે.

૪. ડૉ. ભાઉદાજી લાડ યાંચે ચરિત્ર પૃ. ૧૨૯

૫. બુહ્લરનાં સ્મરણો.

તૈયાર કરવાનું કામ ડૉ. ભાઉદાજી કરતા.[6] આ પરિસ્થિતિમાં સ્વતંત્ર કાર્ય કરવાની બુદ્ધિ ખીલવાનો સંભવ જ નહિ જેવો. પણ ડૉ. ભાઉદાજી ભારે ઉદારહૃદય હતા અને ભગવાનલાલ ભારે ઉત્સાહી તથા પોતાના કાર્યમાં પગલે પગલે આગળ વધવાની મહેચ્છાવાળા અને શક્તિ કેળવવી એ જ ધ્યેય ઉપર સતત પ્રયત્નપરાયણ હતા. પરિણામે ડૉ. ભાઉદાજી નીચે ઉમેદવારીનાં[7] અથવા અભ્યાસ અને પ્રવાસનાં[8] જે તેર વર્ષ એમણે કાઢયાં તેમાં પોતે કરતા તે કાર્યમાં સંપૂર્ણતા મેળવવા ઉપરાંત ડૉ. ભાઉદાજીની કાર્યપદ્ધતિ જોઈને તથા એમના પુસ્તકાલયમાંથી પોતાના વિષયનાં પુસ્તકોનો અભ્યાસ ચાલુ રાખીને પુરાવિદ્યાનો ઇતિહાસ જાણી લીધો, પરદેશી મુસાફરોની નોંધોની કીમત સમજી ગયા. ટૂંકામાં ઐતિહાસિક સંશોધનની દૃષ્ટિ કેળવી લીધી. એમની મુસાફરીના રિપોર્ટોમાં ઐતિહાસિક દૃષ્ટિ સ્પષ્ટ જોઈ શકાય છે. વળી ડૉ. ભાઉદાજીનાં કુટુંબે, ઉપર કહેલા પ્રવાસો દરમિયાન ભગવાનલાલે એકઠી કરેલી અભિલેખોની નકલો વગેરે સામગ્રી પોતે વ્યવસ્થિત કરીને પ્રકટ કરે એવી સ્થિતિમાં ન હોવાથી ભગવાનલાલને રાખવા આપી દીધી હતી, એટલે સામગ્રી ઘણી તૈયાર હતી. વળી ભગવાનલાલે પોતાની બધી નોંધોની પહેલેથી અનુક્રમણિકાઓવાળી નોંધપોથીઓ રાખી હતી,[9] પણ અત્યાર સુધી પડદા પાછળ રહીને કામ કરવાને લીધે ભગવાનલાલ યુરોપીય તદ્વિદોના વિશેષ સંસર્ગમાં આવી શકયા નહોતા. ડૉ. બર્જેસ જેવા એક બે પુરાવિદોને પરિચિત હતા. અને ડૉ. બર્જેસે ભગવાનલાલ જેવો જૂના અભિલેખોના કાર્યનો નિષ્ણાત

૬. જુઓ ઉપર પૃ. ૩૪-૩૫

૭. આ શબ્દ મૂળ (Apprenticeship) ડૉ. બુહ્લરનો છે.

૮. અહીં બુહ્લરે જર્મન શબ્દ વાપરી જે અર્થ સૂચિત કર્યો છે તે ગુજરાતીમાં પૂરો ક્યાંથી ઊતરે ?

૯. બુહ્લરે ઈ. સ. ૧૮૭૫ માં ભગવાનલાલની પુસ્તકશાળામાં આવી ઘણી નોટબુકો જોયેલી એમ એ પોતે કહે છે; (ઈ. એ. ગ્ર. ૧૭ પૃ. ૨૯૪) જો કે જે પાંચ ફા. ગુ. સ. પાસે છે તેમાંની બેમાં જ અનુક્રમણિકા છે.

સહાયક પોતાને મળે એમ ઈ. સ. ૧૮૭૪ પહેલાં જ ઇચ્છયું હતું, પણ કોઈક કારણથી સરકારમાં એ દરખાસ્ત માન્ય ન થઈ.[૧૦] મને તો એમ પણ લાગે છે કે જો ભગવાનલાલ ડૉ. બર્જેસ નીચે રહ્યા હોત તો એની સ્વતંત્ર પ્રજ્ઞાને ખીલવાનો અવકાશ જ ન મળત. પણ બીજી બાજૂએ અંગ્રેજીમાં પોતાના વિચારો સ્પષ્ટ દર્શાવવાની શક્તિ ભગવાનલાલમાં નહોતી, એ મોટી નડતર હતી. અને આવી પરિસ્થિતિમાં પ્રાચ્યવિદ્યાના ક્ષેત્રમાં પોતે બહાર કેવી રીતે આવવું એ પ્રશ્ને ભગવાનલાલને દોઢેક વર્ષ સુધી ખૂબ મૂંઝવ્યા. એ સમયમાં પુરાવિદ્યાના વિષયમાં ગુજરાતીમાં કાંઈ લખી શકાય એવી કલ્પનાનો તો હજી ઉદય જ થયો ન હતો.[૧૧]

બીજી તરફથી ડૉ. ભાઉદાજી પાસે ભગવાનલાલ આવ્યા ત્યારે પ્રાચ્યવિદ્યાના ક્ષેત્રની જે સ્થિતિ હતી તે ડૉ. ભાઉદાજીના મરણ વખતે ઘણી ફરી ગઈ હતી. એ ક્ષેત્રમાં નવી જાગૃતિ આવી હતી. ભગવાનલાલે નવી જ એકઠી કરેલી સામગ્રીમાંની પણ કેટલીક બીજાને હાથે બહાર પડવા લાગી હતી અને અનેક નવા પ્રાચ્યવિદો બહાર આવ્યા હતા,[૧૨] એટલે અસાધારણ કાર્ય વગર ભગવાનલાલ જેવા માટે બહાર આવવું મુશ્કેલ હતું. ભગવાનલાલ જેવા માની સ્વભાવના વિદ્વાન માટે પરિસ્થિતિ ઘણી અકળાવનારી હતી, પણ રસ્તો શોધ્યા વગર છૂટકો ન હતો.

૧૦. જુઓ ડૉ. બર્જેસનો આ. સ. વે. ઈ. પ્રથમ રિપોર્ટનો આમુખ અને ડૉ. બુહ્‌લરનાં સ્મરણો.

૧૧. પાંત્રીસ જ વર્ષ પછી ઇ. સ. ૧૯૧૦ માં પં. ભગવાનલાલના જ શિષ્ય સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજીએ વનસ્પતિશાસ્ત્ર જેવો વૈજ્ઞાનિક ગ્રન્થ ગુજરાતીમાં લખવાનું સાહસ કર્યું એને કાળમહિમા જ માનવો પડશે.

૧૨. ઈ. સ. ૧૮૭૧ થી ૧૮૮૦ના દશકામાં પુરાવિદ્યાના ક્ષેત્રમાં કામ કરનારાઓમાં નીચેનાં નામો આગળ તરી આવે છે: ડૉ. જે. બર્જેસ, જે. એફ. ફ્લીટ, ચે. જી. દ. કુન્હા, ડૉ. સી. મર્કેસેટી, ઈ રહેતસેક, ડૉ. બુહ્‌લર, રા. ગો. ભાંડારકર, કા. ત્ર્યં. તેલંગ, પી. પીટર્સન અને સર્જન મેજર કોડ્રિંગ્ટન; રા. સા. વિ. ના. મંડલિક અને ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક પુરાવિદ્યાની પ્રવૃત્તિ ભાગ્યે જ કરતા, પણ મુંબઇની રૉ. એ. સો. ના ઉત્સાહી સભ્ય હતા.

બુહ્લર કહે છે કે "ઈ. સ. ૧૮૭૫માં સરકારી કામ અર્થે થોડા વખત માટે હું મુંબઈમાં હતો ત્યારે એક દિવસ પં. ભગવાનલાલ મારી પાસે આવ્યા અને બીજી વાતો સાથે તેમણે મને કહ્યું કે ગુફાઅંકોની કીમત અને તેના મૂળ વિશે પોતે શોધ કરી છે. પણ મારે તરત કાશ્મીર જવું પડયું, એટલે એ વાત ત્યાં જ રહી; પણ હું કાશ્મીરથી ૧૮૭૬માં પાછો આવ્યો પછી ફરી તેઓ મને મળ્યા અને પોતાની તર્કપ્રણાલી સમજાવી તથા અંકચિત્રવાળું પત્રક બતાવ્યું; ત્યારે મને એમની આ નવીન અગત્યની શોધ માટે એટલું બધું માન થયું કે મેં મારી મેળે જ પં. ની નોંધો ઉપરથી વ્યવસ્થિત લેખ તૈયાર કરી આપવાનું તથા એ તરત પ્રકટ થાય એવી તજવીજ કરવાનું માથે લીધું."[૧૩]

પછી બુહ્લરે અને ભગવાનલાલે સાથે બેસીને બીજી આડવાતો પણ કરતાં કરતાં એ લેખ તૈયાર કર્યો અને ઇ. એ. માં છાપવા આપ્યો. આ સમય દરમિયાન ભગવાનલાલને મું. રો. એ. સો. ના એ વખતના મંત્રી સર્જન કોડ્રિંગ્ટન સાથે ઓળખાણ થઈ હતી. આ ઓળખાણ કોણે કરાવી એ કોઈએ નોંધ્યું નથી, પણ ડૉ. કોડ્રિંગ્ટને પોતે જ મદદ કરીને તૈયાર કરેલા ભગવાનલાલના ટૂંકા ટૂંકા લેખો રો. એ. સો. આગળ વાંચવા અને તેના જર્નલમાં પ્રકટ કરવા માંડયા. આ રીતે પ્રકટ થયેલો પહેલો લેખ "ગુજરાત અને માળવાના ગધૈયા સિક્કાઓ" ઉપર ઈ. સ. ૧૮૭૭ના ઑકટોબરની ૧૪મીએ સિક્કાઓ બતાવીને ભગવાનલાલની વતી ડૉ. કોડ્રિંગ્ટને વાંચ્યો હતો.[૧૪]

ડૉ. ભાઉદાજીના કૈલાસવાસ પછી લગભગ અઢી વર્ષે, આ રીતે ભગવાનલાલ પહેલો લેખ બહાર પાડી શકયા; પણ પછી તો ગાડું ચાલ્યું.

૧૩. જુઓ બુહ્લરનાં સ્મરણો.

૧૪. જુઓ જ. બો. બ્રૅ. રો. એ. સો. ગ્ર. ૧૨ પૃ. ૩૨૫ તથા સોસાયટીનાં કામકાજનો અહેવાલ પૃ. ૨૨ ઉપર. એ જ સભામાં ધારવાડમાંથી મળેલી ત્રાંબા અને પિત્તળની વસ્તુઓ ઉપરના જૂની કાનડી લિપિમાં લખાયેલા છમા કે આઠમા શતકનાં લખાણો ઉપર ભગવાનલાલની નોંધ વંચાઈ હતી.

એ જ વર્ષના નવેમ્બરની ૧૩મીએ અંબરનાથના પહેલાં છપાયેલા બે અભિલેખોનાં પ્રતિકૃતિ, અક્ષરાન્તર અને ભાષાન્તર સુધારીને રૉ. એ. સભા આગળ રજૂ કર્યાં.[૧૫] પછી ઇ. સ. ૧૮૭૭ના વર્ષમાં ભગવાનલાલના ચાર અગત્યના લેખો રૉ. એ. સો. આગળ વંચાયા.[૧૬]

આ રીતે આગલાં વર્ષોમાં જે વિશાળ પુરાતત્ત્વીય સામગ્રી એકઠી કરી હતી તેનું ચાળણુ કરી જે તરત બહાર મૂકી શકાય એવી હતી તે ભગવાનલાલે બહાર મૂકવા માંડી મૂળ ઉત્કીર્ણ અભિલેખની પ્રતિકૃતિ, અક્ષરા-ન્તર, અભિલેખ પ્રાકૃતમાં હોય તો પહેલાં સંસ્કૃતમાં અને પછી અંગ્રેજીમાં ભાષાન્તર અને સંસ્કૃતમાં હોય તો સીધું અંગ્રેજી ભાષાન્તર અને આ બધાં સાથે એ અભિલેખ ઉપરથી ફલિત થતા ઐતિહાસિક નિર્ણયોની નોંધ એટલું ઘણાખરા લેખોમાં હોય છે. પણ ડૉ. કૉડ્રિંગ્ટન, ડૉ. બુહ્લર, પ્રો.રેપ્સન વગેરેની ભગવાનલાલનાં લખાણો સાથેની નોંધો જોતાં એમ લાગે છે કે ઉત્કીર્ણ અભિલેખોનાં સંસ્કૃત ભાષાન્તર સુધીનું કામ કર્યાં પછી ભગવાનલાલ એનું ગુજરાતીમાં ભાષાન્તર કરતા તથા તે ઉપર ગુજરાતીમાં જ નોંધ લખતા અને પછી એ ગુજરાતી ઉપરથી અંગ્રેજી કોઈ મિત્ર કરી આપતા, કોઈવાર બીજાએ કરેલા અંગ્રેજીને બુહ્લર, કૉડ્રિંગ્ટન જેવા સુધારી આપતા. વળી ચોકસાઇનો સ્વભાવ ભગવાનલાલમાં એવો કે ફ્રેંચ જેવી બીજી ભાષામાં પ્રસ્તુત વિષયમાં કાંઈ લખાણ હોવાની ખબર પડે તો એ જોયા વગર પણ એને સંતોષ ન થાય. દા. ત. સોપારાના લેખમાં ડૉ. દ. કુન્હા અને કેમ્પબેલ પાસેથી, બર્નૌફે આપેલી એક બૌદ્ધ કથાનો પોતે બરાબર સમજીને ઉપયોગ કર્યો છે.[૧૭] વળી પાછલા કાળમાં અંગ્રેજી કરવા માટે એક માણસને

૧૫. જ. બૉ. બ્રે. રૉ. એ. સો. ગ્ર. ૧૨ પૃ. ૩૨૯ તથા એમાં જ. સો. ના કામકાજનું વર્ણન પૃ. ૩૨૯.

૧૬. એજન પૃ. ૪૦૪ અને ૪૦૯ અને જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. ગ્ર. ૧૩ પૃ. ૧ અને પૃ. ૩૦૩ તથા સભાના કામકાજનો અહેવાલ પૃ. ૧ અને ૪.

૧૭. જુઓ જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. ગ્ર. ૧૫ પૃ. ૨૭૫ ટિ. ૪

પોતાની પાસે રાખતા. પોતાના વિચારો બરાબર અંગ્રેજીમાં ઊતર્યા છે કે નહિ એ જોઈ શકે એટલું અંગ્રેજી પોતે જાણતા અને એ માટે આગ્રહી હતા. મુંબઈમાં પોતાને અનુકૂળ એવો એક જ ભાષાન્તરકર્તા છે એમ એમણે ડૉ. કોડ્રિંગ્ટનને વારંવાર કહેલું.[૧૮]

ઈ. સ. ૧૮૭૭ના એપ્રિલમાં મુંબઈની રૉ. એ. સો. ના પ્રમુખ ઑનરેબલ જે. ગિબ્સના પ્રમુખપણા નીચે ભરાયેલી સભામાં પ્રમુખની, તથા ડૉ. બુહ્લર અને ડૉ. કોડ્રિંગ્ટન (મંત્રી)ની દરખાસ્તથી પં. ભગવાનલાલને સભાના ઑનરરી સભ્ય ચૂંટવામાં આવ્યા.[૧૯] આ દરખાસ્તને ટેકો આપતાં એ વિદ્વાને ભગવાનલાલના કાર્યનું મહત્ત્વ દર્શાવ્યું અને એનાં સંશોધનોમાંથી એકનો દાખલો આપતાં કહ્યું કે "જૂના અંકો વિશે, ઇ. એ. (ગ્ર. ૬) માં તથા આ સોસાયટીના જર્નલમાં છપાયેલા લેખોમાં એમની જે શોધનું વર્ણન છે તે શોધ ઘણી જ અસાધારણ છે. એ શોધે ભારતમાં અને યુરોપમાં ઘણું ધ્યાન ખેંચ્યું છે અને કેવળ આ એક જ શોધ એમને ભારતીય પુરાવિદોની પ્રથમ પંક્તિમાં સ્થાન પામવાને પાત્ર બનાવે છે." મંત્રી ડૉ. કોડ્રિંગ્ટને ભગવાનલાલની વતી સભાનો ઉપકાર માન્યો.

આ માનથી ડૉ. બુહ્લર કહે છે તેમ ભગવાનલાલને સાચો લાભ તો રૉ. એ. સોનાં પુસ્તકાલયનો ઉપયોગ કરવાની તક મળી એ થયો.

ઈ. સ. ૧૮૭૬–૭૭ થી તે મરણપર્યંત ભગવાનલાલે ભારતીય પુરાવિદ્યાનું સાહિત્ય ખેડવામાં પોતાની સર્વ શક્તિઓ ખરચી. વળી પહેલાં જે એકઠું કરી રાખેલું તે જ હવે બહાર મૂકયું એમ પણ નથી. ઈ. સ. ૧૮૭૫–૭૬ પછી પણ જૂના અભિલેખોની નકલો ઉતારવા માટે મુસાફરીઓ

૧૮. જ. બો. બ્રૉ. રૉ. એ. સો ગ્ર. ૧૭ માં ઝવેરીલાલનાં સ્મરણો પછી છાપેલો ડૉ. કોડ્રિંગ્ટનનો પત્ર.

૧૯. એજન ગ્ર ૧૩ સભાનો અહેવાલ પૃ. ૩

કર્યાના દાખલા છે.[૨૦] છતાં વધારે કામ પહેલાં કરેલા સંગ્રહને પ્રકટ કરવા યોગ્ય રૂપમાં મૂકી ક્રમશઃ પ્રકટ કરવાનું કર્યું, એ ચોક્કસ છે. ભગવાનલાલનાં પ્રકટ થયેલાં નાનાં મોટાં લખાણોની સંખ્યા લગભગ છત્રીસ છે. આ લખાણોનું ટૂંકામાં કાલાનુક્રમમાં અવલોકન કરી જવું એ સહેલો રસ્તો છે ખરો, પણ ભગવાનલાલની વિવિધ શક્તિઓને સમજવા માટે પુરાવિદ્યા-સંશોધનની અમુક વિશિષ્ટ શક્તિનો જેમાં વિશેષ ઉપયોગ થયો હોય એવાં નમૂનારૂપ બેચાર લખાણો વિશે જરા લાંબી નોંધ કરવી એ એમનું છેલ્લાં તેર વર્ષનું ચરિત્ર સમજવા માટે વધારે ઉપયોગી થશે એમ મને લાગે છે. અને ઉપલબ્ધ લખાણોની આખી યાદી તો સમયનિર્દેશ સાથે આરંભમાં આપી છે.

પુરાવિદ્યાના ત્રણ મોટા પેટા ભેદ છેઃ (૧) ઉત્કીર્ણ લેખવિદ્યા (Epigraphy), (૨) નિષ્કવિદ્યા (numismatics) અને (૩) ખોદકામથી શોધખોળ (Archaeology). ભગવાનલાલે સૌથી વધારે કાર્ય પહેલા પ્રકારના ઉત્કીર્ણ લેખવિદ્યાના ક્ષેત્રમાં કર્યું છે. પણ નિષ્કવિદ્યામાં ય ઘણું કામ કર્યું છે, તથા ત્રીજા પ્રકારનું કાર્ય કરવાની પણ એમનામાં સારી શક્તિ હતી, પણ મહત્ત્વનું એક જ કાર્ય કરી શક્યા. વળી ભગવાનલાલ એકલા પુરાવિદ નહોતા, પરંતુ ઇતિહાસકાર પણ હતા.

હવે ઉપર કહેલાં ક્ષેત્રોમાંના પ્રત્યેકમાં ભગવાનલાલના અર્પણનું મૂલ્ય ટૂંકામાં જોઈએ. ઉત્કીર્ણ લેખવિદ્યાના ક્ષેત્રમાં એમણે જે કામ કર્યું છે તે જથ્થામાં ઘણું છે. જો કે ઈ. સ. ૧૮૬૧ થી આરંભ કરીને એમણે જેટલા જૂના અભિલેખોની નકલો લીધી હતી તે બધાને એ પોતે બહાર પાડી શક્યા નથી. કેટલાકની એક કરતાં વધારે વાર નકલ લીધા પછી છેલ્લી નકલ

૨૦. ઇ. ૧૮૭૯માં કાર્લાના લેખોની નવી પ્રતિકૃતિ લીધી હોવાનું ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ ધ કેવ ટેમ્પલ્સ આફ વેસ્ટર્ન ઇન્ડિયા પૃ. ૨૮માં નોંધાયેલું છે, પણ એ ઉપરાંત ઇ. સ. ૧૮૭૭ થી ૧૮૮૧ વચ્ચે નાસીક પણ ગયેલા, જ્યારે જયકૃષ્ણ ઇ. સાથે હતા અને પશ્ચિમની બીજી ગુફાઓના અભિલેખો લેવા પણ ગયા હોય એવું ઉપર કહેલા ગ્રન્થ ઉપરથી અનુમાન થાય છે.

છપાવી હશે તો કેટલાક બીજેથી પ્રકાશિત થઈ જવાને લીધે નકામા થઈ ગયા હશે, તો કેટલાક પોતે જ છાપવામાં મદદ તરીકે બીજા કાર્યકર્તાને આપ્યા હશે, છતાં કુલ છત્રીસમાંથી લગભગ પચીસ ઉત્કીર્ણ લેખોને લગતા છે અને એમાં અનેક તામ્રપત્રો અને શિલાલેખોનો સમાવેશ થઈ જાય છે. પશ્ચિમ હિંદના ગુફાલેખોના તો ભગવાનલાલ ખાસ નિષ્ણાત ગણાતા. અને જેમ્સ બર્જેસ સાથે એમણે "પશ્ચિમ હિન્દનાં ગુહામન્દિરોના ઉત્કીર્ણ લેખો" નામનો ગ્રન્થ તૈયાર કર્યો હતો જે આર્કિયોલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયાના જુદા મણકા તરીકે ઈ. સ. ૧૮૮૧માં છપાયો છે. બેય નામથી છપાયેલા આ ગ્રન્થની પ્રસ્તાવનામાં પણ "પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ અને મેં ઉત્કીર્ણ લેખો તૈયાર કર્યા છે" એમ બર્જેસે કહેલું છે. એ જ રીતે આ સ. વે. ઈ.ના ગ્રંથમાં છપાયેલા બધા અભિલેખોની પ્રતિકૃતિ ભગવાનલાલે તૈયાર કરી છે એવું બર્જેસે એના આમુખમાં કહ્યું છે, અને તેમાં પાંડુ-ગુફાની પ્રતિકૃતિ જેવી કેટલીક ઉત્તમ પ્રકારની છે, એમ એ કહે છે.

પણ આ પ્રતિકૃતિ લેવી વગેરે કામ તો એક રીતે યાંત્રિક છે. મહત્ત્વની વાત તો જૂના અક્ષરોને ઉકેલવાની ( Paleography ) છે. ભગવાનલાલ જૂના અક્ષરોને સરસ રીતે ઉકેલી શકતા એ તો સાધારણ વાત થઈ, પણ એમણે એ વિષયમાં નવી શોધો કરી છે. દા. ત. સંખ્યા-વાચક પ્રાચીન ચિહ્નોની કીમત એમણે જ નક્કી કરી આપી. હાલમાં જેમ ૧ એકલો હોય તો એની કીમત એકમમાં ગણાય છે, એની પછી બીજો આંકડો મૂકીએ તો ૧૧ દશક થાય, ત્રીજો મૂકીએ તો શતક થાય; એ રીતે સ્થાન ઉપર સંખ્યા વાચક ચિહ્નની કીમત નક્કી થાય છે; પણ ગુફા-ઓમાંના જૂના ઉત્કીર્ણ અભિલેખોમાં સંખ્યાવાચક જે ખાસ ચિહ્નો છે તેની કીમત એ ગમે તે સ્થાને હોય તોપણ એક સરખા રહે છે; એટલે પ્રિન્સેપ વગેરે પહેલા પુરાવિદોને એ ચિહ્નો સમજાયાં નહોતાં. પછી થોમસને થોડો સૂઝકો પડયો અને પછી ડો. ભાઉદાજીએ ઠીક પ્રકાશ પાડયો; પરંતુ આ વિષયનો બધા સંદેહો દૂર કરનાર છેવટનો નિર્ણય તો ભગવાનલાલે કરી આપ્યો. અને તેણે પોતાના લેખના આરંભમાં જ

પોતાની પહેલાંના આ વિષયના સંશોધકો તરીકે થોમસ, ભાઉદાજી અને જનરલ કનિંગહામનો ઉલ્લેખ કર્યો છે. ડૉ. રા. ગો. ભાંડારકર આ સંખ્યા-ચિહ્ન વિષયક ડૉ. ભાઉદાજીની શોધને ખાસ ઉલ્લેખયોગ્ય ગણે છે;[૨૧] પણ બુહ્લર સ્પષ્ટ કહે[૨૨] છે કે "ગુફાસંખ્યાંક (cave numerals) ઉપરના પોતાના લેખમાં ભાઉદાજીએ પં. ભગવાનલાલનું નામ લેવું જોઇતું હતું એમ સત્યની ખાતર, કહ્યા વગર મારાથી નહિ રહેવાય. ડૉ. ભાઉદાજી જે નિર્ણયો ઉપર પહોંચી શકયા તેમાં પં. ભગવાનલાલનાં ઉદ્યોગ અને કલ્પનાનો ઘણો ફાળો હતો એવું માનવા માટે મારી પાસે મજબૂત કારણો છે."[૨૩] મતલબ કે આ સંખ્યાચિહ્નોની શોધની બાબતમાં જે ગણવા જેવું કાર્ય પહેલાં થયું હતું તેમાં પણ ભગવાનલાલનો ફાળો હતો. અને એનાં પોતાનાં એ વિષયનાં લખાણો માટે તો બુહ્લરની પ્રશંસા પહેલાં ઉતારી છે. એ ઉપરાંત ઇ. એ. [ગ્રં. ૬]માં 'પ્રાચીન નાગરી અંકો' ઉપરના ભગવાનલાલના લેખને અન્તે પં.ની ગુજરાતી નોંધો ઉપરથી એનું અંગ્રેજી ભાષાન્તર કરવાનું પોતે સ્વીકાર્યું તેનું કારણ બુહ્લરે જે કહ્યું છે તે પણ નોંધવા જેવું છે. એ કહે છે કે "એમની દલીલોનો વિચાર કર્યા પછી મને એના વિચારોની સામાન્ય યથાર્થતા માટે ખાતરી થઈ અને મારા સહકારી સંસ્કૃતજ્ઞો માટે આ અગત્યની શોધ ત્વરિત છપાય અને પંડિતને, જેને તેઓ યોગ્ય છે તે યશ મળે એ જરૂરનું લાગ્યું."[૨૪] વળી

૨૧. જુઓ ડૉ. ભાઉદાજીના મરણ પછી ૧૮૭૪ના ઑગસ્ટની પહેલી તારીખે ટાઉનહૉલમાં ભરાયેલી સ્મારક માટેની સભામાં ડૉ. ભાંડારકરનું ભાષણ (ભાઉદાજી વાંચે ચરિત્ર પૃ. ૩૪) તથા જ. બૉ. બ્રૅં. રૉ. એ. સો. ગ્ર. ૧૧ અહેવાલ પૃ. ૧૦, ૧૧.

૨૨. બુહ્લરનાં સ્મરણો ઈ. એ. ગ્ર. ૧૭ માં.

૨૩. ડૉ. ભાઉદાજીનું ચરિત્ર લખનારે (એજન પૃ. ૪૨) બુહ્લરનાં આ કથનમાં ડૉ. ભાઉદાજી ઉપર આક્ષેપ છે એવું માની સંદેહ દર્શાવ્યો છે પણ એણે આપેલાં સંદેહનાં કારણો તદ્દન નિર્બળ છે.

૨૪. ઇ. એ. ગ્ર. ૬ માં નાગરી અક્ષરો વિશે પં. ભગવાનલાલના લેખ ઉપર બુહ્લરની નોંધ.

એ જ વિદ્વાન કહે છે કે "પં. ની આ શોધ છપાયા પછી ગુહાંકો વાંચવામાં જે મતભેદો હતા તે નીકળી ગયા. આ ગુહાંકો અક્ષરો છે, એ હવે ચોક્કસ થયું છે, પછી એનું મૂળ ગમે તે હોય." ભિન્ન ભિન્ન અંક-દર્શક ચિહ્નો જોવાથી ભગવાનલાલને એની સંખ્યાની કીમતની અટકળ શી રીતે થઈ હશે, એનું ભારે આશ્ચર્ય થાય છે.

પ્રાચીન લિપિવિદ્યાને ભગવાનલાલનું બીજું અર્પણ અમુક પ્રાચીન અક્ષરોને તેણે પહેલીવાર સાચી રીતે ઉકેલ્યા એ છે. રુદ્રદામનના તથા પુલુમાયીના શિલાલેખમાં 'લ'ને એમણે પહેલીવાર ઉકેલ્યો. વળી શાહ-બઝગઢીના અશોકના અભિલેખના પાઠમાં 'મૃ' પહેલો ઉકેલ્યો.[૨૬]

**સિક્કાશાસ્ત્ર**–સિક્કાઓનો સંગ્રહ ઇ. સ. ૧૮૬૧ પહેલાંથી ભગવાન-લાલે કરવા માંડ્યો હતો. એમાં એની નજર પણ ઘણી સરસ પડી ગઈ હતી. એમના પ્રકટ થયેલા લેખોમાં કેવળ સિક્કાઓ ઉપર તો બે જ છે, પણ ઐતિહાસિક સંશોધનના લેખોમાં સિક્કાઓનો એમણે ઘણો ઉપયોગ કર્યો છે. નિષ્કવિદ્યાના પ્રસંગમાં ભગવાનલાલના નીચેના પત્રો જોવા જેવા છે. ઈ. સ. ૧૮૮૨ ઓક્ટોબરની ૧૧મીના એક પત્રમાં તેઓ લખે છે કે "વજલભાઈએ ત્રણ સિક્કાઓ મારી પાસે મોકલ્યા છે. એમાંનો એક ક્ષત્રપનો છે અને તે ઘણો સારો છે અને તે ચષ્ટનનો છે અને બીજા બેમાં કંઈ માલ નથી. જેને ગ્રીકને નામે લખ્યા છે તે ગ્રીક નથી પણ બગડેલા જૂના અરેબીક છે. એ સીક્કો બ્રાહ્મણાબાદનો છે. અને તેના સારા નમુના ઘણા મળે છે. બીજો એક મુરતીવાળો છે એ પાછલા વખતનો દક્ષિણ હિંદુસ્તાનના કોઈ રાજ્યનો છે. . . . . વજલભાઈના સિક્કા

૨૫. બુહ્લરનાં સ્મરણો, ઈ. એ. ગ્ર. ૧૭

૨૬. એજન તથા ઇ. એ. ગ્ર. ૧૦ અશોકના અભિલેખો ઉપર ભગવાનલાલનો લેખ, જેમાં પૃ. ૧૦૬ ઉપર ટીપમાં એમ. સેનાર્ટ અને ભગવાનવાલે સ્વતંત્ર રીતે અશોકના લેખમાંના જોડાક્ષર વિશે શોધ કરી છે એમ ઇ. એ. ના સંપાદકે નોંધ્યું છે.

થોડા રોજમાં પાછા તેઓની દુકાને મોકલીશ. એમાંના ચષ્ટનના સિક્કાનું વર્ણન મેં મારા ચષ્ટનના સીક્કા સાથે જોડેલું છે અને રા. રા. વજેશંકર ગૌરીશંકરનો સીક્કો કરી લખેલું છે."[૨૭]

ઉપલા પત્ર પછી નવ દિવસે વલ્લભજી હરિદત્ત આચાર્ય ઉપર ભગવાનલાલે પત્ર લખ્યો હશે તેના જવાબમાં ભાવનગરથી વિજયશંકર ગૌરીશંકરે ભગવાનલાલને લખેલો પત્ર[૨૮] વાંચવા જેવો હોવાથી નીચે ઉતાર્યો છે:—

"મુ. ભાવનગર, તા. ૧૦–૧૧–૮૨

સર્વસદુપમાવિરાજીત પંડિતજી ભગવાનલાલ ઇંદ્રજી, મુ. મુંબઈ.

વિશેષ લખવાનું કે આચાર્ય વલ્લભજી તરફથી પત્ર આવ્યો છે તે સાથે આપનો તેમની ઉપરનો તા. ૨૦ અકટોમ્બર ૧૮૮૨ નો પત્ર અમને વાંચવા મોકલ્યો છે તે વાંચી ઘણો જ સંતોષ થયો છે.

ક્ષત્રપોનાં શીકાઓ બાબતનું પત્રક પુરું થયેથી જોવા ઉમેદ છે. હાલમાં કેટલાએક શીકાઓ અમારી પાસે આવ્યા છે. તે કેના વખતના અને કેના નામના છે તે જોઈને નિશ્ચય કરવા સારૂ આપને આજરોજ એંગી કરીને મોકલ્યા છે. તે પહોંચશે એટલે તે તપાસી જોશો. અને હકીકત અમને લખી જણાવશો. ઉપર પ્રમાણે વારંવાર આપને તસ્દી આપીએ છીએ અને આપ તસ્દી લઈને અમને સંતુષ્ટ કરો છો. એ અમારા સ્મરણમાં છે. જે આપ સરખા સરલ વિદ્વાનો હોય છે. તેમને જિજ્ઞાસુ માણસો આવી રીતે હમેશાં તસ્દી આપે જ એ નિઃસંદેહ છે માટે તસ્દીને વાસ્તે આપ માફ કરશો.

આપને કુલ શીકા ૨૪ ચોવીશ ત્રાંબાના મોકલ્યા છે. તે સર્વ પૃથક્

૨૭. ભગવાનલાલ મેમોરિયલ અંક પત્ર ૪

૨૮. આ જૂનો પત્ર કેટલાંક વર્ષોથી મારી પાસે છે. ઘણું કરીને સ્વ. તનસુખરામ મ૦ ત્રિપાઠી પાસેથી મને મળેલો. એ ક્યાંય છપાયો નથી તેથી ઉપર આખો ઉતાર્યો છે.

પૃથક્ તપાસી જે જે જુદા જુદા માલૂમ પડે તે તે જુદાં જુદાં પડીકામાં બાંધીને દરેક પડીકાં ઉપર નામ લખીને પછી અમને મોકલાવશો. આહીંના અમારા સંગ્રહમાં આવા શીકાઓ પ્રથમ જ આવ્યા છે. અને તે વખતે ઉપયોગી થાય તેવા હશે એવું જાણીને ઉપરના શીકાઓ જે એક જ જાતિના વિશેષ સંખ્યામાં છે તેમાંથી પાંચ શીકાઓ આપને પ્રેઝન્ટ [બક્ષીસ] આપીએ છીએ. તે મહેરબાનીથી કબૂલ રાખશો.

હાલમાં ગિરિજાશંકરને ખંભાત, અમદાવાદ વગેરે તરફ મોકલેલ ત્યાંથી હેમચન્દ્રકૃત કુમારપાલચરિત્ર અને મેષથી સિંહ સુધી રાશિના શીકાઓ લઇને આવેલ છે. એ બાબતના સમાચાર ગિરિજાશંકરે આપને લખ્યા હશે પરંતુ તે આપને લખી જણાવીએ છીએ.[૨૯] આવેલ કુમારપાલ ચરિત્ર સટીક છે અને તે લખાવવા શરૂ કર્યું છે.

અમારા તરફથી ચાલતા શોધમાં જે કાંઈ પ્રાપ્ત થાય છે તેના ખબર આપીએ છીએ અને આપશું. તે જ રીતે આપના તરફથી જાણવા યોગ્ય ખબર વાંચવા ઉમેદ રાખીએ છીએ."

ક્ષત્રપ ચષ્ટનના સિક્કા વિશે જ બીજા એક પત્રમાં લખે છે કે "બીજો ક્ષત્રપનો છે એ સારો છે એ ચષ્ટનનો છે. એવા મારી પાસે બે છે. ૧ ન્યુટન સાહેબની પાસે છે. અને ૧ મેં કનીંગહામ સાહેબને આપેલો છે. એટલા જ આજસુધીમાં મળેલા છે. મારા બે અને ન્યુટન સાહેબનો ૧ સારા છે. મારામાંનો ૧ છે તેવો સારો હજી કોઈ નથી. કનીંગહામ સાહેબવાળો છે તેવો જ આ વિજયશંકરભાઈવાળો છે. એની ઓછામાં ઓછી કિંમત ૩૦ રૂપિયા થાય. વિજયશંકરભાઇને તે સીક્કાનું વર્ણન લખાવવાની મરજી હોય તો હાલ હું મારા ક્ષત્રપના સીક્કા

૨૯. ગિરિજાશંકર શામળજીએ ઉપરની હકીકતનો જુદો પત્ર લખ્યો હશે, તેનો જવાબ ભગવાનલાલે ૨૬મી ઓકટોબરે લખ્યો છે. ( જુઓ ભગવાનલાલ નંબર પત્ર ૫ ) જેમાં કુમારપાલચરિત્રની તથા રાશિના શિક્કાઓની વાત છે.

બાબત લખું છોં.[૩૦] તેમાં મારા સીક્કા સાથે એનું વર્ણન અને ચિત્ર આપીશ."[૩૧]

બીજા એક પત્રમાં લખે છે કે "આપનો કાગળ મળ્યો. ત્રાંબાનો સીક્કો છે. તે એપોલોડોટસનો છે. એમાં ઉપરની બાજુએ ગ્રીક લેખ છે. તે નીચે પ્રમાણે છે.

બઝિલિડસ શોટર એપોલોડોટસ. એની બીજી બાજુ બાકટ્રોપાલિ અક્ષરો છે તે જમણી તરફથી ડાબી તરફ ફારશી પેઠે વંચાય છે અને હિંદુસ્તાનની ભાષા છે.

મારા રઘુનાથજીભાઈએ પણ એક શીકો જુનાગઢથી મોકલ્યો છે. એના અક્ષરો પણ એ જ પરમાણે છે અને એવા જ છે. પણ શીકો સરસ છે. ચોરસ છે. ગોળ નમુનાનો કાઠીઆવાડમાંથી મને નથી મળ્યો. માટે એ મોકલશો તો આભારી થઇશ. એવો જ એક શીકો મને મથુરામાંથી મળ્યો છે. જુનાગઢમાં તમને કયાંથી મળ્યો તે લખશો ?"[૩૧/૧]

બીજા એક પત્રમાં લખે છે કે "નહપાનના સારા સીક્કાને બદલે એક સોનાનો શીકો જેની કિંમત આશરે પચાસ રૂપૈયા થાય છે તે આપે એવો પત્ર જનરલ કનીંગહામ સાહેબે મને લખ્યો હતો અને સાઠ રૂપૈયા આપવાને બીજી વખતે લખ્યું હતું[૩૨] પણ મેં તેઓને આપ્યો નથી. હાલ તેઓ માંદા છે અને વિલાત છે."[૩૩]

---

૩૦. 'ક્ષત્રપના સિક્કા બાબત લખું છું' એમ કહે છે. એમના મરણ પછી "પશ્ચિમી ક્ષત્રપો" નામથી જે જ. રૉ. એ. સો. ૧૮૯૦માં છપાયું તે જ એ લખાણ હોવાનો સંભવ છે.

૩૧. એજન પત્ર ૬.

૩૧/૧. એજન પત્ર ૩

૩૨. ભગવાનલાલના વખતમાં નહપાનના રૂપાના સિક્કાઓ કેટલા વિરલ હતા તે ઉપરના પત્રના શબ્દોથી દેખાય છે. પણ પછી જોગલથમ્બી (નાસીક)-માંથી ઈ. સ. ૧૯૦૬માં ૧૩૨૫૦ સિક્કાઓ નહપાનના મળી આવ્યા. (જુઓ રેપ્સનનું કેટાલૉગ ઑફ ઇન્ડિયન કોઈન્સ ઇન બ્રિટિશ મ્યુઝિયમ પ્ર. પારા. ૭૧)

૩૩. એજન પત્ર ૧૨

બીજા એક કાગળમાં લખે છે કે ' ईश्वरदत्तस्य वर्षे प्रथमे ' એવા ચાર મારી પાસે છે. वर्षे द्वितीये વાળો છે. तृतीये મળે તો ઘણો જરૂરનો છે."[૩૪]

સિક્કાઓ મેળવવા માટે ભગવાનલાલને કેવી આતુરતા રહેતી અને કેવી સમજણ તથા ચીવટથી સંગ્રહ કરતા એના દાખલા તરીકે આ પત્રો ઉતાર્યા છે. હવે સિક્કાની વિદ્યામાં ભગવાનલાલ કેટલા નિષ્ણાત હતા તે જોવા માટે એક તદ્વિદનો નીચેનો અભિપ્રાય ધ્યાનમાં લેવા જેવો છે.

ભગવાનલાલના 'પશ્ચિમી ક્ષત્રપો' વિશેના લેખનું એમના મરણ પછી (જ. રો. એ. સો. ઇ. સ. ૧૮૯૦માં) સંપાદન કરનાર સિક્કાનિષ્ણાત રેપ્સન ઇ. સ. ૧૮૯૯માં એ જ વિષય ઉપર લેખ લખતાં[૩૫] કહે છે કે "પં. ભગવાનલાલનો લેખ હજી તો આ વિષય સંબંધે સમગ્રે જોતાં ઉત્તમ અને સંપૂર્ણ માહિતી આપે છે. એમના લખાણનું સ્થાન લે એવી ઇચ્છાથી નહિ પણ અનુપૂર્તિ અને શુદ્ધિરૂપે આ નોંધો રજૂ કરવામાં આવે છે." અને એ વિદ્વાન ઈ. સ. ૧૯૦૮માં બ્રિટિશ મ્યુઝિયમના ભારતીય સિક્કાઓનું કેટલોગ બહાર પાડતાં પ્રસ્તાવનામાં લખે છે કે "ભારતીય નિષ્કવિદ્યાના અભ્યાસી તરીકે, મહાન ભારતીય વિદ્વાન પં. ભગવાનલાલ ઇન્દ્રજીના કાર્યનું મારા ઉપર જે ઋણ છે તેનો નમ્ર સ્વીકાર કર્યા વગર રહી શકું નહિ. આ પુસ્તકનાં પાનાં ફેરવવાથી તેણે જે પાયો સારી રીતે અને સાચા રીતે નાખ્યો હતો, ઘણે ભાગે તેના ઉપર મેં ઇમારત બાંધી છે એ તરત દેખાશે." અને ખરેખર પાનાં ફેરવતાં 'ભ'. [ભગવાનલાલ] વારંવાર દેખાય છે. સંશોધનના પ્રતિદિન ભારે ઝડપથી આગળ વધ્યે જતા વિષયમાં રેપ્સનનો ઉપલો ઋણસ્વીકાર ભગવાનલાલની શક્તિનો સચોટ ખ્યાલ આપે છે.

હવે પુરાવિદ્યાની ત્રીજી શાખા જે ખોદકામથી શોધખોળની તેમાં નોંધ લેવા જેવું, જો કે ભગવાનલાલે એક જ સોપારાના ખોદકામનું કાર્ય

---

૩૪. એજન પત્ર ૧૧

૩૫. જ. રો. એ. સો. ૧૮૯૯ પૃ. ૩૫૭.

કર્યું છે, પણ એ એક જ કાર્યે એમની એ દિશામાં સરસ શક્તિ સિદ્ધ કરી આપી છે.

પહેલાં કરેલા પ્રવાસો દરમિયાન જ જૂનાં સ્થળોનાં ખોદકામની મહત્તા એમના ધ્યાનમાં આવેલી. મથુરાના પ્રવાસના રિપોર્ટમાં તેઓ લખે છે કે "પ્રાચીનકાળની મથુરાની વસ્તી હાલના મથુરા કરતાં ઘણા બહોળા ભાગમાં પસરેલી હતી, તેની નિશાની હાલના મથુરાની ચોતરફ ફેલાએલી દેખાય છે. મથુરાની જમીન પોચી ને મટોડીની છે. તેથી ચોમાસામાં ચાલતાં નાળાં ને વહેળાઓથી પ્રાચીન ખંડીએરો ખોદાઇને જમીન નીચી થઈ જાય છે. તો પણ તેથી બચો રહેલા ભાગો, ઊંચા ટીંબા જેવા મથુરાની આસપાસ ઘણા છે. તેઓને ત્યાંના લોકો ટીંબા કહે છે. તે ઉપર બાવાઓના કુસ્તી કરવાના અખાડા અને અર્વાચીન કાળમાં બાંધેલાં દહેરાં છે. આ સર્વ ટીંબાઓ, ઘણું કરી, પ્રાચીન વિદ્યાના શોધકોને તપાસવા લાયક છે."[૩૬] અને એમણે ઇ. સ. ૧૮૬૯ ના મથુરાના પ્રવાસ વખતે ખોદકામ કરવા લાયક ટીંબાઓની નોંધ કરી રાખેલી, તેમ જ શીતળા દેવીના મંદિરના પગથિયાં તરીકે વપરાતા જૂના લેખવાળા સિંહ-ધ્વજની અતિ મહત્ત્વની ઐતિહાસિક કીમત ધ્યાનમાં રાખી લીધેલી અને અને પછી મુંબઈ આવી ડૉ. ભાઉદાજીને બધી વાત કરી એમની પાસેથી પૈસા તથા મથુરાના કલેક્ટર ઉપર કાગળ લઈ તેઓ પાછા મથુરા ગયા, પણ ત્યાં જઈને જોયું તો પોતે પાછા ગયા તે પહેલાં જનરલ કનિંગહામ ત્યાં પહોંચી ગયેલા અને એમણે ધ્યાનમાં લીધેલા ટીંબાઓ જ ખોદીને જોઈ ગયેલા તથા તેમાંથી વસ્તુઓ લઈ ગયેલા. ભગવાનલાલને આ જોઈને ભારે નિરાશા થઈ, પણ શીતળાનાં પગથિયાંરૂપ સિંહધ્વજ કનિંગહામના જોવામાં નહોતો આવ્યો એટલું આશ્વાસન હતું હતું; પણ એ મંદિર હલકી હિંદુ કોમનું હતું, અને એ લોકો કોઈ રીતે સમજતા નહોતા; છતાં ભગવાનલાલે ઘણી મહેનત કરીને એક મોદી મારફત પુષ્કળ પૈસો વેરીને

૩૬. પુરાતત્ત્વ પુ. ૨ પૃ. ૨૯૩

તથા એ મોદીને પણ સંતુષ્ટ કરીને છેવટ એ સિંહધ્વજ મેળવ્યો ખરો.[૩૭]

ટૂંકામાં આ ક્ષેત્ર ભગવાનલાલના ધ્યાનમાં હતું, એમાં કામ કરવાની એમની ઘણી ઇચ્છા હતી, પણ તક તો ફક્ત એક જ મળી અને તે સોપારાના સ્તૂપનું ઇ. સ. ૧૮૮૨ના ઇસ્ટર તહેવારોમાં માત્ર ચાર દિવસ જેટલા ટૂંકા વખતમાં કરેલું ખોદકામ છે.[૩૮] આ ખોદકામને પરિણામે જે બૌદ્ધ અવશેષો મળી આવ્યા તેણે એ દિવસોમાં માત્ર ભારતના અને યુરોપના વિદ્વાનોમાં જ નહિ પણ મુંબઈના જૈનોમાં અને સિલોનના બૌદ્ધોમાં પણ ભારે જાગૃતિ આણી હતી.[૩૯] એક મુંબઈના વેપારીએ બુદ્ધની એક મૂર્તિ માટે રૂપિયા બે હજાર આપવાની ઇચ્છા દર્શાવેલી. સિલોનના બૌદ્ધ મઠપતિ શ્રી સુમંગલે ગૌતમના ભિક્ષાપાત્રનો એક નાનો કટકો આદમપીકના મઠમાં રાખવા અરજી કરેલી. એ અવશેષોને વિદ્યોદય કૉલેજમાં લોકોને દર્શન માટે રાખ્યા હતા અને મુંબઈ સરકારે પં. ભગવાનલાલનો તથા જે. એમ. કેમ્પબેલનો આ અતિ મહત્ત્વની શોધને અંગે તેઓએ લીધેલા શ્રમ બદલ ઉપકાર માન્યો હતો.

ટૂંકામાં પુરાતત્ત્વીય સંશોધનની ત્રણેય શાખાઓમાં ભગવાનલાલની બુદ્ધિ અકુંઠિત પ્રવૃત્તિ કરી શકતી; એટલું જ નહિ, પણ પોતાની શોધ-ખોળથી તથા તત્કાલપર્યંત થયેલી શોધોનું સમુચિત સંકલન કરીને આ દેશના પ્રાચીન ઇતિહાસને ઉકેલવામાં પણ એમણે સારો ફાળો આપ્યો છે.

સોપારામાંથી અશોકના આઠમા શિલાશાસનનો એક ત્રુટિત કટકો શોધી કાઢીને તથા સોપારાના પોતે શોધેલા સ્તૂપમાંથી તથા અન્યતઃ ઉપલબ્ધ માહિતી સંકલિત કરીને શૂર્પારક નામથી પ્રસિદ્ધ એ પ્રાચીન સ્થળના ઇતિહાસ ઉપર ભગવાનલાલે સારો પ્રકાશ પહેલીવાર નાખ્યો.

---

૩૭. જ. રો. એ. સો. ૧૮૯૪ પૃ. ૫૨૫થી મથુરાના સિંહધ્વજ ઉપર પં. ભ.નો બુહલરે સંપાદિત લેખ.

૩૮. આ ખોદકામનું સવિસ્તર વર્ણન જ. બૉ. બ્રૅ. રો. એ. ગ્ર. ૧૫ (પૃ. ૨૭૩થી આગળ)માં છે.

૩૯. જુઓ ઝવેરીલાલનાં સ્મરણો.

ભગવાનલાલની શોધખોળોએ ભારતીય ઇતિહાસના ઉકેલમાં આપેલા ફાળાના બુહ્લરે આપેલા નીચેના દાખલા[૪૦] પૂરા સૂચક છે. નાના ઘાટના લેખોનું તથા પાંડુગુફાના લેખોનું ઐતિહાસિક મૂલ્ય પહેલીવાર દર્શાવીને[૪૧] આન્ધ્રવંશના ઇતિહાસ ઉપર નવો પ્રકાશ નાખ્યો.[૪૨] એ વંશનાં બે નવાં નામ શોધી કાઢ્યાં[૪૩] અને પાછળના કેટલાક રાજાઓનો કાલાનુક્રમ સિક્કાઓની મદદથી નક્કી કરી આપ્યો.[૪૪]

નેપાળના બાવીસ લેખો જે પોતે નેપાળથી લઈ આવેલા તેને, બુહ્લર સાથે મળીને, છપાવીને[૪૫] તથા 'નેપાળના ઇતિહાસની કેટલીક વિચારણા' નામનો લેખ (જેનું બુહ્લરે સંપાદન કર્યું હતું) લખીને[૪૬] એ દિશામાં પ્રવૃત્તિના પોતે પથપ્રદર્શક થયા છે.[૪૭] એ જ રીતે એલૂરાના લેખો શોધીને રાષ્ટ્રકૂટોના ઇતિહાસસંશોધનનો ચીલો પાડ્યો.[૪૮] વળી પશ્ચિમ હિંદમાં જેનું એક વખત સારું જોર હતું પણ પછી જેનું નામ નિશાન ભુંસાઈ ગયેલું તે ત્રૈકૂટક વંશની હયાતી, ડૉ. બર્ડના કન્હેરી તામ્રપત્રનો

૪૦. બુહ્લરનાં સ્મરણો (ઇ. એ. ગ્ર. ૧૭)

૪૧. જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. ગ્ર. ૧૩, પૃ. ૩૦૩ તથા મુંબઇ ગેઝેટિયર ગ્ર. ૧૬

૪૨. આન્ધ્રવંશના ઇતિહાસ સંબંધે ભગવાનલાલના સમય પછીથી છેલ્લા દશકા સુધીમાં થયેલા ઊહાપોહ માટે જુઓ ભારતીય ઇતિહાસકી રૂપરેખા પ્ર. ૧૯–૨૦

૪૩. જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. ગ્ર. ૧૨ પૃ. ૪૦૭ અને ગ્ર. ૧૫ પૃ. ૩૦૬

૪૪. જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. ગ્ર. ૧૩ પૃ. ૩૦૩

૪૫. ઇ. એ. ગ્ર. ૯ પૃ. ૧૬૩

૪૬. એજન ગ્ર. ૧૩ પૃ. ૪૧૧

૪૭. નેપાળ ઉપર એમના પછી સી. બેંડાલે નેપાળ જઇ આવી 'જર્ની ઈન નેપાલ એન્ડ નૉર્ધન ઇન્ડિયા' નામનું પુસ્તક ઈ. સ. ૧૮૮૬માં લખ્યું અને છેલ્લું તો સિલ્વાં લેવીનું ઈ. સ. ૧૯૦૫માં બહાર પડેલું 'લા નેપાલ' છે.

૪૮. આ. સ. વે. ઈ. (ઈ. કે. ટે. વે. ઈ.) ગ્ર. ૪ પૃ. ૯૧

૪૯. ,, ,, ,, પૃ. ૫૭

સંશોધિત પાઠ વિવેચન સાથે છપાવીને તથા એ વંશના રાજા દદ્દસેનના તામ્રપત્ર ઉપર લેખ લખીને,[૫૦] સિદ્ધ કરી આપી. કોંકણના શિલાહાર વંશના ઇતિહાસ ઉપર[૫૧] અને ગુજરાતના ગુર્જરો અને ચાલુક્યોના ઇતિહાસ ઉપર નવો પ્રકાશ નાખ્યો.[૫૨] એમણે સિદ્ધ કરી આપ્યું કે દક્ષિણના ચાલુક્યોના સામંત ચાલુક્યોનું દક્ષિણ ગુજરાતમાં રાજ્ય એક સૈકાથી થોડું વધારે, એ ભાગ ઉપર રાષ્ટ્રકૂટો આવ્યા ત્યાંસુધી ચાલ્યું હતું. આ ઐતિહાસિક નિર્ણયો થવાના મૂળમાં ઈ. સ. સાતમા અને આઠમા શતકમાં ગુજરાતમાં, ઈ. સ. ત્રીજા શતકમાં શરૂ થયેલો એક સંવત ચાલતો હોવાની ભગવાનલાલે કરેલી શોધ છે. આ ઈ. સ. ત્રીજા શતકમાં શરૂ થયેલા સંવત માટે નિશ્ચયકારક પુરાવારૂપે એમની પાસે માત્ર ચાલુક્ય વંશના મંગલરાજનું તામ્રપત્ર (જે પાછળથી ખોવાઈ ગયું છે.) જેમાં શક સંવત વાપર્યો હતો અને તેના બે ભાઇઓનાં તામ્રપત્રો જેમાં ઉપર કહેલો સંવત્ વાપર્યો છે એ ત્રણ તામ્રપત્રો હતાં. જનરલ કનિંગહામે અને ડૉ. ફ્લીટે આ સંવત મધ્યહિંદના હૈહયોનો ચેદી સંવત છે એમ પછી દર્શાવ્યું અને ભગવાનલાલે તે કબૂલ રાખ્યું. વળી ગુજરાતમાં આ ચેદી સંવતનો પ્રચાર હોવાના કારણ તરીકે આભીર રાજા ઇશ્વિરદત્તે એની સ્થાપના કરી હોવી જોઈએ, એમ એમણે તર્ક કર્યો છે અને ગુજરાત તથા નાસીકના આભીરો અને ચેદીના ત્રૈકૂટકો અથવા હૈહયોની એકતા એમણે માની છે.[૫૩] આ તર્કો છે તો હિંમતથી કરેલા, પણ એમાં અશક્ય કશું નથી એમ બુહ્લર કહે છે;[૫૪] જો કે જેકસન ઇશ્વરદત્તની સ્થાપનાવાળી કલ્પના નથી સ્વીકારતા.[૫૫]

---

૫૦. જ. બા. બ્રૅ. રૉ. એ. સો. ગ્ર. ૧૬ પૃ. ૩૪૬

૫૧. એજન ગ્ર. ૧૨ પૃ. ૩૨૯ ગ્ર. ૧૩ પૃ. ૧ અને મું. ગે. ગ્ર. ૧૩ ભા. ૨

૫૨. ઇ. એ. ગ્ર. ૧૩ પૃ. ૮૦ તથા ઇન્ટરનેશલ ઓરિયેન્ટલ કૉંગ્રેસ ૧૮૮૭ વિયેના, આર્યન સેક્સન પૃ. ૨૧૧

૫૩ જુઓ પશ્ચિમી ક્ષત્રપો જ. રૉ. એ. સો. ૧૮૯૦ પૃ. ૬૩૯ અને મું. ગે. ગ્ર. ૧ પૃ, ૫૭–૫૮

૫૪. બુહ્લરનાં સ્મરણો (ઇ. એ ગ્ર. ૧૭)

૫૫. મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૫૮ની ટીપ.

ભગવાનલાલે આ દેશના ધાર્મિક ઇતિહાસની પણ ઉદયગિરિ ગુફાના હાથી ગુફા અને બીજા અભિલેખો વાંચીને સુંદર સેવા કરી છે.[૫૬] જૈન ધર્મના ઇતિહાસમાં એ હાથી ગુફાનો અભિલેખ ઘણો મહત્ત્વનો છે. પણ એને સાચી રીતે ઉકેલવો પણ ઘણો મુશ્કેલ હતો.

વર્ષો સુધી હાથી ગુફાના અભિલેખનું ભગવાનલાલનું આ વાંચન જ ઐતિહાસિકોમાં પ્રમાણરૂપ મનાતું હતું. શ્રી. કે. હ. ધ્રુવે 'સ્વપ્નવાસવદત્ત'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "એ લેખ સુવાચ્ય કર્યાનો યશ સદ્ગત પં. ભગવાનલાલને છે." પુરાવિદ મુનિ જિનવિજયજીએ પણ ઈ. સ. ૧૯૧૭માં પ્રકટ કરેલ પ્રાચીન જૈન લેખસંગ્રહના પ્રથમ ભાગમાં ભગવાનલાલના ઉપર કહેલા નિબંધમાંથી જ એ અભિલેખ ઉતાર્યો છે. અને ઈ. સ. ૧૯૧૩ થી ૧૯૩૦ સુધી એ અભિલેખ ઉપર રા. બેનરજી જેવા તદ્વિદની સહાય સાથે અદ્યતન સાધનોની મદદ વડે ઘોર પરિશ્રમ કરીને ઐતિહાસિક વિવેચન સાથે નવો પાઠ બહાર પાડનાર કા. પ્ર. જયસ્વાલ કહે છે કે[૫૭] "પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ પહેલીવાર એવો પાઠ છપાવ્યો કે લેખના મહત્ત્વનો થોડો પત્તો લાગ્યો." ખરી રીતે એના મહત્ત્વનો પત્તો જ ભગવાનલાલથી લાગ્યો, એમ કહેવું જોઈએ.

ઈ. સ. ૧૮૩૦માં કર્નલ મેકેન્ઝીની અપૂર્ણ નકલ ઉપરથી પહેલીવાર મિ. સ્ટર્લિંગે આ અભિલેખ છપાવ્યો હતો. મેજર કીટોએ ૧૮૩૭માં નજરે જોઈને નકલ લીધી હતી. અને એ ઉપરથી પ્રિન્સેપે લિથોગ્રાફ તથા ભાષાન્તર છપાવ્યાં. આમાં ઘણી અશુદ્ધિઓ હતી. અભિલેખ કોતરાવનાર રાજાનું નામ જ નહોતું વંચાયું. પછી ઈ. સ. ૧૮૭૭માં જનરલ કનિંગહામે અભિલેખની નકલ "કોર્પસ ઇન્સ્ક્રિપ્શિઓનમ ઇન્ડિકેરમ" ના પહેલા ગ્રંથમાં છપાવી. પણ મેજર કીટોની નકલથી એમાં કાંઈ વિશેષ નથી. પછી ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે "એન્ટિક્વિટીઝ ઓફ઼ ઓરિસ્સા" (બે ગ્રંથ ઈ. સ. ૧૮૭૫ થી

---

૫૬. જુઓ લીડનની ઇન્ટરનેશનલ ઓરિયેન્ટલ કોંગ્રેસ ૧૮૮૩ આર્યન સેક્સન પૃ. ૧૩૩ ઉપર પં. ભગવાનલાલ ઇન્દ્રજીનો નિબન્ધ.

૫૭. ના. પ્ર. પ. ભા. ૮ પૃ. ૩૦૩

૮૦ ) માં ભાષાન્તર છપાવ્યું, પણ એથી ઊલટો ગોટાળો વધ્યો. ટૂંકામાં આ સ્થિતિ હાથી ગુફાના અભિલેખની ઈ. સ. ૧૮૮૦ સુધી હતી. પછી ભગવાનલાલે ઈ. સ. ૧૮૬૬માં ડૉ. ભાઉદાજી માટે પોતે નજરે વાંચીને લીધેલી નકલ ઉપરથી તથા મિ. લૉકે લીધેલા પ્લાસ્ટર કાસ્ટના ફોટોગ્રાફની મદદથી આ અભિલેખ બરાબર ઉકેલી તેની પ્રતિકૃતિ, અક્ષરાન્તર, સંસ્કૃત ભાષાન્તર અને અંગ્રેજી ભાષાન્તર સાથે લીડનની ઓરિયેન્ટલ કૉંગ્રેસને ઈ. સ. ૧૮૮૩માં મોકલેલા નિબંધમાં બહાર પાડ્યાં. આ નિબંધ પીટર્સને લીડનમાં વાંચ્યો હતો. [૫૮]

ભગવાનલાલનો હાથીગુફાનો આ નિબંધ પ્રકટ થવાથી શાતકર્ણીના ઉલ્લેખને લીધે આન્ધ્ર વંશના ઇતિહાસ ઉપર થોડો નવો પ્રકાશ પડ્યો ખરો પણ વધારે તો, જૈનધર્મના ઇતિહાસ ઉપર પ્રકાશ પડ્યો. કલિંગમાં ઇ. સ. પૂર્વેના સૈકાઓમાં જૈનધર્મનું જોર હતું એમ એ અભિલેખથી સાબિત થાય છે. વળી ભગવાનલાલે મથુરાનો જૈન અભિલેખ પ્રકટ કરીને [૫૯] ત્યાં ઈ. સ. પૂર્વે પહેલા શતકમાં જૈન મન્દિરો હોવાની સાબિતી બહાર પાડી હતી. કોહમ [ સં. ककुभ ] નો ગુપ્ત સં. ૧૪૧ ( ઇ સ ૪૬૦–૬૧ ) નો સ્તંભ ઉપરનો જૈન લેખ પણ એમણે જ પહેલો પ્રકટ કર્યો છે. [૬૦] ધાર્મિક ઇતિહાસની બાબતમાં ભગવાનલાલની દૃષ્ટિ તટસ્થ

૫૮. જુઓ ભગવાનલાલના સ્મારકની સભામાં પીટર્સનનું ભાષણ ( ફા. ગુ સ. ત્રૈ. પુ. ૨ પૃ. ૨૧૪ )

૫૯. મથુરાનો આ અભિલેખ લીડનની ૧૮૮૩ ઓ. કૉ. માં મોકલેલા હાથીગુફાના અભિલેખ સાથે જ એના રિપોર્ટ ( આર્યન સેકસન પૃ. ૧૪૩ ) માં છપાયો છે. વળી પોતાના ઇન્ડિયન સેક્ટ ઑફ જૈન્સ ( પૃ. ૪૧.૪૨ ) માં અને પોતાનાં સ્મરણોમાં બુહ્લરે મથુરાના અભિલેખની શોધનો ઉલ્લેખ કર્યો છે.

૬૦. કોહમના સ્તંભનો અભિલેખ ઈ. એ ગ્ર. ૧૦ પૃ ૧૨૫માં ભગવાનલાલે છપાવ્યો છે. ભગવાનલાલની એક નોંધપોથીમાં ઇ. સ. ૧૮૭૩ના મે માસમાં એ અભિલેખની નકલ પોતે લીધેલી એમ નોંધ્યું છે. એમાં જ એ અભિલેખ પણ લખેલો છે.

ઇતિહાસકારની હતી. બુહ્લર નોંધે છે કે ઈ. સ. ૧૮૭૬માં, તીર્થંકર મહાવીરનો ઉલ્લેખ પ્રાચીન બૌદ્ધ ગ્રન્થોમાં મળે છે એમ મેં કહેતાં ભગવાનલાલ પોતાને મળતા થયા હતા.[૬૧]

ઉપર નોંધી છે તેવી ભારતીય ઇતિહાસના ઉકેલમાં ઉપકારક, પ્રકીર્ણ પ્રવૃત્તિ ઉપરાંત જે એક મોટું કાર્ય ભગવાનલાલે કર્યું છે તે ગુજરાતનો આદિકાળથી તે વાઘેલા વંશના અંત સુધીનો ઇતિહાસ મુંબઈ ગેઝેટિયર ગ્ર. ૧ ભા. ૧ માં લખવાનું છે.[૬૨] દક્ષિણનો પ્રાચીન ઇતિહાસ લખવાનું કામ મુંબઈ ગેઝેટિયરના સંપાદકે પ્રો. રામકૃષ્ણ ગો. ભાંડારકરને સોંપ્યું; ત્યારે ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું કામ કોને સોંપવું એનો વિચાર ચાલતાં જે બે વિદ્વાનોએ તાજેતરમાં ગુજરાતના ઐતિહાસિક વિષયો ઉપર અગત્યનાં લખાણો કર્યાં હતાં તે ડૉ. બુહ્લર અને પં. ભગવાનલાલ તરત ધ્યાનમાં આવ્યા. પણ ડૉ. બુહ્લર બીજા કામમાં રોકાયેલા હોવાથી ન કરી શકયા એટલે ભગવાનલાલને એ કાર્ય સોંપવામાં આવ્યું. અને એમને આ કાર્યમાં મદદ કરવા માટે ગેઝેટિયરના સંપાદકની ઑફિસમાં જેણે આ પ્રકારના કાર્યની કેળવણી લીધી હતી, તે રા. રતિરામ દ્વિવેદી બી. એ.ને એમની નીચે રાખ્યા.[૬૩] અને તે વખતની મુંબઈ સરકારે ઈ. સ. ૧૮૮૭ના જાનેવારીની ત્રીજી તારીખે એક ખાસ ઠરાવ બહાર પાડી કલેકટરો, પોલિટિકલ એજન્ટો અને ગુજરાતના બીજા અધિકારીઓને અરજ કરી હતી કે જો કોઈ રાજ્ય કે ધાર્મિક સંસ્થા, કે ગૃહસ્થો પાસે ત્યાંસુધીમાં ન છપાયેલ જૂનાં તામ્રપત્રો કે શિલાલેખો હોય તો એની તજવીજ કરી એ પત્રાંઓ તથા શિલાલેખોનાં 'રબિંગ' ભગવાનલાલ ઇન્દ્રજીને ગુજરાતનો ઇતિહાસ લખ-

૬૧. જુઓ બુહ્લરનાં સ્મરણો.

૬૨. આ વિષયનું તારણ ઝવેરીલાલનાં સ્મરણોમાંથી લીધું છે.

૬૩. આ રતિરામ દુર્ગારામ એમણે ઇ. સ. ૧૮૯૫માં પ્રાચીન ગુજરાત ઉપર બે ભાષણ આપેલાં જે 'ગુજરાતી'ના ૨૮-૪-૧૮૯૫ના તથા ૧૫-૧૧-૧૮૯૬ના અંકોમાં છપાયાં છે.

વામાં સહાયક થાય એ હેતુથી મોકલવાં, અને ઉપયોગ થઈ ગયા પછી જરૂર હશે તો મૂળ ધણીને પાછાં મોકલવામાં આવશે.

ભગવાનલાલ પોતે ગુજરાતના ઈતિહાસનું લખાણ જેમ બને તેમ જલદી પૂરું કરવા બહુ આતુર હતા. આ હેતુથી તેઓએ હમેશાં વાલકેશ્વરથી શહેરમાં આવીને સાંજના બેત્રણ કલાક શ્રી. રતિરામ સાથે આ કાર્યમાં ગાળવાનું નક્કી કર્યું હતું, છતાં ભગવાનલાલના દેહાવસાન સુધી ગેઝેટિયરનો એ ભાગ બહાર પડી શકયો નહોતો. ઝવેરીલાલ કહે છે કે લગભગ પોણો ભાગ છાપખાના માટે તૈયાર જેવો હતો અને બાકીના ભાગની પં. ના હાથની નોંધો (ગુજરાતીમાં હશે) એના વિલના એક્ઝિક્યુટર કરસનદાસ વલ્લભદાસ પાસે હતી.

ભગવાનલાલને ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરવામાં ઘણી વાર લાગી એનું એક કારણ પંડિતજીનો સંપૂર્ણતા અને ચોકસાઈ માટે આગ્રહ, જેને લીધે નવું તામ્રપત્ર કે નવો શિલાલેખ મળી આવતાં તેઓ એ જોયા પહેલાં આગળ ચાલી જ ન શકે. બીજું કારણ છેલ્લાં વર્ષોમાં એમની બગડેલી તબિયત અને ત્રીજું ઘણું કરી શ્રી. રતિરામને પોતાના ધંધામાંથી મળતી ઓછી ફુરસદ. બાકી ગુજરાતનો ઇતિહાસ લખવાની ઘણી સામગ્રી તો ભગવાનલાલ પાસે વર્ષોથી તૈયાર હતી. ક્ષત્રપોનું પ્રકરણ લખવાનું એમણે ઈ. સ. ૧૮૮૨ પહેલાં શરૂ કર્યું હતું[૬૪] અને અવસાન પહેલાં પૂરું કર્યું હતું.[૬૫] પછી દક્ષિણના ગુજરાતના ચાલુક્યો અને રાષ્ટ્રકૂટો વિશે તથા ગુજરાતના ત્રૈકૂટકો વિશે પણ નોંધેલા લેખો દ્વારા લગભગ બધી ચર્ચા કરી હતી.[૬૬] આરંભનાં ચાર પ્રકરણો અને ગુપ્ત તથા વલભીનાં પ્રકરણો સંબંધી બધું સાહિત્ય એમની પાસે તૈયાર હતું. પછી ચાવડાવંશથી શરૂ થતા ઇતિહાસ માટે તેઓ ઘણાં વર્ષોથી સાહિત્ય એકઠું કરતા

૬૪ જુઓ પત્ર ૬ ભગવાનલાલ મેમોરિયલ નંબર.

૬૫ જુઓ જ. રો. એ. સો. ૧૮૯૦ પૃ. ૬૩૯

૬૬ જુઓ ઉપર પૃ. ૮૦.

હતા. વિવિધ તીર્થકલ્પને તથા હેમચન્દ્રાચાર્યના પ્રાકૃત દ્વયાશ્રયને ઐતિહાસિક ટિપ્પણો સાથે છપાવવાનો પણ એક વખત વિચાર કરેલો જ.[૬૭] 'મોહ-પરાજય' જેવો ગ્રન્થ પણ જોઇ લીધેલો. વેરાવળના વલભી સંવત્‌વાળા અભિલેખની નકલ એક પત્રમાં મગાવી છે.[૬૮] અને એક પત્રમાં તેઓ લખે છે કે 'મારી ગુજરાતની તવારિખ પૂર્ણ થઇ રેવા આવી છે હાલ અનહિલવાડના રાજાઓ બાબત લખું છું.'[૬૯] આ પત્રમાં તારીખ નથી એટલી દિલગીરી છે. ટૂંકામાં પાછલાં વર્ષોની ખરાબ તબિયતમાં ભગવાનલાલે ગુજરાતના ઇતિહાસનો કેટલોક ભાગ શ્રી. રતિરામ દુર્ગારામ પાસે અંગ્રેજીમાં તૈયાર કરાવી દીધેલો અને પાછલો કેટલોક ગુજરાતીમાં તૈયાર રાખેલો જેનું અંગ્રેજી કોણે કર્યું તે નોંધાયું નથી. પણ આ બધી સામગ્રી ગેઝેટિયરના સંપાદક જે. એમ. કેમ્પબેલ પાસે આવ્યા પછી પણ એને છાપવા આપવામાં મુશ્કેલી હતી . અને એ. એમ. ટી. જેકસને પૂરી મદદ કરી ન હોત તો સંતોષકારક પુસ્તક ન થાત એમ કેમ્પબેલ કહે છે. વાત સાચી છે. ઇ. સ. ૧૮૮૮માં ભગવાનલાલ મૃત્યુ પામ્યા અને ૧૮૯૬માં ગેઝેટિયરનો આ ભાગ છપાયો. આવો પ્રમાણભૂત થવા તૈયાર થયેલો ગ્રન્થ છપાય ત્યારે એમાં ઉલ્લેખો નોંધો વગેરે અદ્યતન હોવાં જોઇએ. જેકસને એ કામ કર્યું છે. પણ એની લાંબી સહીવાળી ટિપ્પણીઓ વાંચતાં સ્પષ્ટ સમજાય છે કે મૂળની ભાષા ગમે તેની હોય પણ એનું વસ્તુ ભગવાનલાલનું છે એમ માનીને જેકસન ચાલે છે.[૭૦] એ વિચારોથી મતભેદ દર્શાવવો આવશ્યક જણાયો ત્યાં જેકસને પોતાની સહી સાથે સકારણ ટિપ્પણીમાં દર્શાવ્યો છે. ગેઝેટિયરના ઇતિહાસનાં ઐતિહાસિક મૂલ્ય વિશે તો કશું કહેવાની જરૂર નથી. પાછળના ઇતિહાસલેખકોએ એને પ્રમાણ માનીને જ પ્રવૃત્તિ કરી છે.

---

૬૭ જુઓ જ. ઈ. ના વનસ્પતિશાસ્ત્રમાં ભ. નું ચરિત્ર અને પત્ર ૫ એજન.

૬૮ પત્ર ૨ એજન

૬૯ પત્ર ૧૬ એજન

૭૦ જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ ની પૃ. ૫૮ નીચેનાં તથા બીજાં ટિપ્પણો.

**ભગવાનલાલની** કદર—ભગવાનલાલની સ્વતંત્ર સંશોધન-પ્રવૃત્તિની ઉપર જે સંક્ષિપ્ત નોંધ આપી છે તે જોતાં એવી પ્રવૃત્તિ કરનારની કેવી કદર એના જમાનામાં થઈ હતી એ જિજ્ઞાસા સ્વાભાવિક છે. ઈ. સ. ૧૮૭૭માં જ મુંબઇની રો. એ. સોસાયટીએ ઓનરરી સભ્ય તરીકે એમની ચૂંટણી કર્યાની ઉપર નોંધ કરી છે. પછી મુંબઈ સરકારે ૧૮૮૨માં મુંબઇ યુનિવર્સિટીના ફેલો નીમ્યા. ઈ. સ. ૧૮૮૩માં નેધરલેન્ડ્સ ઇન્ડિયાના ફાઇલોલોજી, જ્યોગ્રાફી અને એથ્નોલોજીના રોયલ ઇન્સ્ટિટ્યૂટના બોર્ડે પોતાની સંસ્થાના પરદેશી સભ્ય બનાવ્યા. ૧૮૮૪ ના જાન્યુઆરીમાં લીડનની યુનિવર્સિટીએ પ્રો. કર્નની ભલામણથી પીએચ. ડી. ની ઓનરરી પદવી આપી આ પદવી અપાયાના ખબર આપતાં પ્રો. કર્ન પંડિતજીને લખે છે કે "ભારતીય ઉત્કીર્ણ લેખવિદ્યામાં અતિશય મૂલ્યવાન અર્પણો કરીને તમે વિદ્યાની જે સેવા કરી છે તેની આ રીતે ખાસ કદર થતાં તમને હૃદયપૂર્વક અભિનંદન આપ્યા વગર હું રહી શકતો નથી. અમારી સેનેટની ડિગ્રીથી તમને ખાત્રી થશે કે તમારા પોતાના દેશ કરતાં યુરોપમાં તમારાં કાર્યની ઓછી કદર નથી થતી." લગભગ એ જ અરસામાં ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની રોયલ એશિયાટિક સોસાયટીએ કર્નલ યૂલે, સર એડવર્ડ કલાઇવ, બેઈલી અને બીજાઓના પ્રબળ ટેકાથી ભગવાનલાલની ઓનરરી સભ્ય તરીકે ચૂંટણી કરી. આ ચૂંટણીના ખબર આપતાં એડવર્ડ થોમસે પંડિતજીને લખ્યું હતું કે "ઓરિયેન્ટલ કોંગ્રેસના માજી પ્રમુખના દાવા સામે અમે (તમારે માટે) ફાવી ગયા." ઇ. સ. ૧૮૮૭ માં વિયેનામાં ભરાવાની સાતમી ઇન્ટરનેશનલ ઓરિયેન્ટલ કોંગ્રેસ માટે કાઠિયાવાડના પ્રતિનિધિ તરીકે ઈ. સ. ૧૮૮૬ માં એમની પસંદગી થઈ હતી, પણ માંદગીના કારણથી એમણે જવાની ના પાડી.

# ૭. ભગવાનલાલનું વૈદ્યક

**પં. ભગવાનલાલને** સમર્થ પુરાવિદ તરીકે તો એ વિદ્યાઓમાં રસ લેનાર જગત ઓળખે છે, પણ એમના જમાનામાં કેટલાંક માણસો એમને વૈદ્ય તરીકે પણ ઓળખતાં અને તેના વૈદ્યકજ્ઞાનનો લાભ લેતાં. પ્રશ્નોરા જ્ઞાતિ માટે વૈદું પ્રખ્યાત છે અને ભગવાનલાલના એક ભાઈ જૂનાગઢમાં વૈદ્યકીય ધંધો કરતા હતા એ ઉપર કહ્યું જ છે. ડૉ. ભાઉદાજીના સમયમાં લાંબી મુસાફરીઓમાંથી ચાલુ વૈદ્યકીય વ્યવસાય કરવાનો ભગવાનલાલને ભાગ્યે જ વખત મળ્યો હોય! પણ ડૉ. ભાઉદાજીના અવસાન પછી મુંબઈ-માં સ્થિર થતાં એમણે વૈદું કરવાનો નિશ્ચય કર્યો હશે. છતાં એમણે કમાવા માટે વૈદું કર્યું હોય એવું જણાતું નથી, પણ ધર્માર્થ વૈદું કરતા હતા એમ જયકૃષ્ણભાઈના લખવા ઉપરથી લાગે છે.[1]

ભગવાનલાલે સંસ્કૃત વિદ્યાઓનો અભ્યાસ કર્યો હતો એ ઉપર કહ્યું જ છે. એક સંસ્કૃતવિદ્યાના જાણકાર તરીકે અને પ્રશ્નોરાના સ્વભાવમાં એ આકર્ષણ હોવાથી આયુર્વેદના ગ્રન્થો જોયા હશે અને ડૉ. ભાઉદાજી સાથે પરિચય થયા પછી આધુનિક વિજ્ઞાનની રીતે આયુર્વેદ તરફ એમણે જોવા માંડ્યું હોય તથા એમાં પણ શોધખોળ કરવા તરફ વળ્યા હોય એમ લાગે છે.

જ. ઇ. લખે છે કે ડૉ. ભાઉદાજી અને ડૉ. નારાયણદાજીની સહાય-તાથી તેઓ ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાંના વૉર્ડમાં વૈદ્યકીય અનુભવ લેવા અને કૉલેજમાંનાં વૈદ્યકીય વ્યાખ્યાન સાંભળવાને અને તેની નોંધ લેવાને મુંબઈ ગવર્ન્મેન્ટની પરવાનગી મેળવી શકયા હતા. આ રીતે થોડાં વ્યાખ્યાનો સાંભળવાથી દાક્તરી વૈદ્યકીય જ્ઞાનનો કેટલો લાભ એમને મળ્યો હશે એ કોણ જાણે! પણ આ ઇચ્છા જ એમની વૈજ્ઞાનિક દૃષ્ટિની સૂચક છે.

---

૧. ભગવાનલાલ ઇન્દ્રજીની વૈદ્યકીય પ્રવૃત્તિ વિશે જયકૃષ્ણ ઇન્દ્રજીએ પોતાના વનસ્પતિશાસ્ત્રમાં આપેલું ભ. ઇ. નું ચરિત્ર એ એક જ સાધન છે.

વળી એ જ લેખક જણાવે છે કે "તેમના શેઠ મરહૂમ ડૉ. ભાઉદાજી અને ડૉ. નારાયણદાજી બાબચીનો શ્વેતકોઢ ઉપર અને ચૌલમોગ્રાના તેલનો ગળત કોઢ ઉપર ઉપયોગ કરતા હતા, તે જ ઉપયોગ વિશેષ ભાગે ગુરુવર ભગવાનલાલભાઈ પણ કરતા હતા.[૨] અને વિશેષમાં ચૌલમોગ્રાનું તેલ તેઓ ડાયાબીટીસ અને ઉપદંશના બીજા ત્રીજા દરજ્જામાં ખાસ કરીને વાપરતા. અને ઘણી વખત કહેતા કે ગળતકોઢ, ઉપદંશ અને ડાયાબીટીસ એ રોગો મારા અનુભવ પ્રમાણે બહુ પાસેપાસે મને જણાયા છે અને તેટલા માટે તે ઉપર ચૌલમોગ્રાનું તેલ વાપરવાથી કેટલાક કેસ મારે હાથે સારા થયા છે."

ગળતકોઢ( લેપ્રસી )નો શોધ ડૉ. ભાઉદાજી પાસેથી વારસામાં મળેલો. અને ભગવાનલાલે ચરક સુશ્રુત વાગ્ભટ જેવા આયુર્વેદના પ્રમાણભૂત ગ્રન્થોમાં એ વિષયમાં શું છે તેનું તારણ કાઢવા ઉપરાંત પોતાની મુસાફરીઓમાં જુદા જુદા પ્રાન્તનાં ગામોમાં પૂછપરછ તથા અવલોકન કરી એ દુષ્ટ રોગ સંબંધી લોકોમાં ચાલતી માન્યતાઓ, એ દરદીનો લોકમાં થતો તિરસ્કાર, જુદા જુદા ભાગમાં એ રોગનો પ્રસાર, એનાં કારણો વગેરેની માહિતી એકઠી કરી હતી. વળી જ. ઇ. ના કહેવા પ્રમાણે એના ગુરુવર પં. ભગવાનલાલનું દેશીપરદેશી વૈદ્યકનું અને વનસ્પતિનું જ્ઞાન ઊંચા પ્રકારનું હતું. વનસ્પતિનું જ્ઞાન વનસ્પતિશાસ્ત્રની રીતે મેળવવાનો પણ એમણે પ્રયત્ન કરેલો. નેપાળ જતાં રસ્તામાં સરલનું ઝાડ પોતાની મેળે તરત ઓળખી કાઢયું એ વનસ્પતિશાસ્ત્રીય બુદ્ધિનો દાખલો છે. વળી જયકૃષ્ણભાઈએ વનસ્પતિ શીખવાની શરૂઆત એમની પાસે જ કરેલી. ભગવાનલાલે આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી દેશી ઔષધીય વનસ્પતિનાં નામોની શોધખોળ કરી હતી. જે જે મુખ્ય ગામોમાં તેઓ જતા ત્યાંના ગાંધીઓ અને વૈદ્યોને પૂછી ત્યાંનાં ઓસડિયાં અને વનસ્પતિ જોઈ તેનાં

---

૨. ગળતકોઢની ચિકિત્સા સંબંધી ડૉ. ભાઉદાજીની શોધ વિશે એના ચરિત્ર (પૃ. ૨૪–૨૫ )માં ઘણું લખ્યું છે. પણ એમનું ઔષધ ચૌલમોગ્રાનું તેલ હતું એની લેખકને ખબર નથી લાગતી. હાલમાં પણ દાક્તરી ચિકિત્સામાં ચૌલમોગરાનું તેલ ' લેપ્રસી ' ઉપર વપરાય છે.

નામો નોંધી લેતા[૩] જેથી અરડૂશીને નેપાલ, ગયા, કાશી, કલકત્તા, ભાવનગર, પોરબંદર, મુંબઈ અને ચીપલેનમાં કયાં નામથી ઓળખે છે તે જણાઈ આવે. અને સુશ્રુત ચરકાદિ ગ્રન્થોમાં ઓષધિઓનાં જે નામો લખેલ છે તે નામો કોઈ જગાએ આજ પ્રચલિત છે કે કેમ? અને જો તેમ ન હોય તો વનસ્પતિનાં નામોમાં કાલવિશેષે ભાષાના ફેરફારથી શો તફાવત થયેલ છે તેની તેઓ નોંધ કરતા. એક ગામમાંથી એક નામથી લીધેલાં ઓસડિયાંના નમૂના બીજા ગામના ગાંધીને બતાવી તેનાં શાં નામ કહે છે તે મેળવતા. અને તેમાં ફેરફાર આવે તો તેની પણ નોંધ લેતા અને એવી રીતે ઔષધ સંબંધી શોધ કરતા. ભગવાનલાલની આ શોધ-પદ્ધતિમાં વૈજ્ઞાનિક અને ઐતિહાસિક બેય દૃષ્ટિ દેખાય છે.

હોમિયોપથીનો ભગવાનલાલે અભ્યાસ કર્યો હતો. એમની એક નોંધ-પોથીમાં હોમિયોપથી વિષયક લાંબું ટાંચણ છે.

આયુર્વેદના ઇતિહાસનો પણ કેટલોક વિચાર ભગવાનલાલે કર્યો હતો, એમ નોંધપોથીઓમાંની કેટલીક નોંધો ઉપરથી જણાય છે.

જ. ઇ. કહે છે કે 'સુશ્રુત અને ચરકમાંથી ઘણી વૈદ્યકીય નોંધ ગુજ-રાતીમાં તેઓ પોતાના અનુભવના અભિપ્રાય સહિત રાત્રિને વખતે કલાકેક આ લખનાર પાસે લખાવતા. એ નોંધ એક પુસ્તકના આકારમાં છપાવવાનો તેમનો વિચાર હતો.' દિલગીરી સાથે નોંધવું પડે છે કે એ વિચાર પાર પડયો નથી.[૪]

ભગવાનલાલ સવારના ૭થી ૧૧ વાગ્યા સુધીમાં ૫૦–૬૦ કે કોઈવાર

---

૩. ફોર્બસ ગુજરાતી સભામાં જળવાઇ રહેલી ભ. ની નોંધપોથીમાં આવી રીતે પૂછેલાં ઔષધોનાં નામોની નોંધો છે.

૪. દેશી વૈદ્યકનાં પુસ્તકોની ઘણી હાથપ્રતો પણ ભગવાનલાલે એકઠી કરેલી જેમાંથી એક જ 'સિદ્ધમંત્ર' જેની નકલ એમણે છપાવવા માટે તૈયાર કરેલી તે, એમના શિષ્ય મોરારજી નથુએ વૈદ્ય જા. ત્રિ. આચાર્યને આપવાથી તેઓએ વિ. સં. ૧૯૬૫માં સંશોધી બહાર પાડયો છે.

સો દરદીઓને દવા આપતા હતા. ગળો, ખડસલિયો, શાલીપર્ણી, શ્રીપર્ણી, શ્યોનાક જેવી વનસ્પતિ તો વાલકેશ્વરની ટેકરી પરથી તાજી લાવી તેનો તુરત સ્વરસ કે કાઢો કરી દરદીઓને આપતા. એ ઉપરાંત તેઓ મુખ્યત્વે ચોવીશ દવાઓની શીશીઓ રાખતા હતા અને તેમાંથી બાર વધારે વાપરતા અને બાકીની બાર ખાસ દરદો માટે હતી. આ દવાઓની શીશીઓ ઉપર દાક્તરી વૈદ્યકમાં લાટિન નામો વપરાય છે એના અનુકરણમાં કાણુમ, (પીપર) બાલમ, (વાળો) આભ્રમ્ એવાં નામો એમણે પાડયાં હતાં. આ દેશી દવાઓ ઉપરાંત કવીનાઈન, પોટાસ બ્રોમાઈડ, સોડાબાઈકાર્બ, ઈપીકાકયુઆના જેવી થોડી અંગ્રેજી દવાઓ પણ તેઓ વાપરતા. એ સિવાય ચંદ્રપ્રભા ગુટિકાને મળતી દેશી વસાણાની ગોળીઓ બનાવી રાખતા જેને **સદાવ્રતી ગોળીઓ** કહેતા. એ ઘણાં દરદો ઉપર લાગુ પડતી. એ પાંચપચાસ સામટી દરદીઓને દેવામાં આવતી, જેથી તેઓને ગોળી લેવા માટે વારે ઘડીએ ધક્કા ખાવા ન પડે. પોતે વાલકેશ્વર ઉપર રહેતા હોવાથી લોકોને દવા લેવા એટલે દૂર વારંવાર ધક્કા ખાવા ન પડે એ માટે સાધારણ તાવ ઉપર જે ખડસલિયો, ગળો અને મરી પોતે વાપરતા હતા તે દરદીને ઓળખાવી એ દવાઓ કેમ વાપરવી તે પણ બતાવી દેતા. આ પ્રમાણે જ બીજા સાદા રોગો ઉપરની જડીબુટ્ટી ઓળખાવી દેતા અને કેટલીક દવાઓ પં. જ્યેષ્ઠારામ મુકુંદજીની દુકાને જ રખાવતા અને ત્યાંથી દરદી બહારોબહાર લઈ જાય તેવી સગવડ કરતા.

ભગવાનલાલની ચિકિત્સાપદ્ધતિનો ખ્યાલ આવવા માટે નીચેનો પત્ર વાંચવા જેવો છે:[૫]

---

૫. વનસ્પતિશાસ્ત્રમાં જ. ઇ, એ લખેલા ચરિત્રમાંથી ઉપલો પત્ર ઉતાર્યો છે.

તા. ૩૦ માર્ચ ૧૮૮૪
વાલકેશ્વર

" પ્રિયભાઈ જેકૃષ્ણ ઇન્દ્રજી,

તમારો કાગળ આજરોજ પોહોંચ્યો. વાંચી ખુશી થયો. મારો વિચાર કનેરી જવાનો હતો પણ કંઈ કારણને લીધે હાલ માંડી વાળ્યું છે. મે. કેમ્પબેલ સાહેબ વિલાયત જવાના છે. તે જુનની અંદરના પહેલા મેલમાં જશે તે પહેલાં સોપારાની અંદરના સ્તૂપની વચ્ચે કાંઇ વધારે ખોદવાનો વિચાર છે. એ બાબત એ કામ થોડા દહાડા જેકૃષ્ણ કરશે? એમ પૂછાવ્યું હતું. પણ મેં તમે ગામમાં નથી એ ખબર લખ્યા છે. મારી તબીઅત હાલ ઠીક છે.

યતિજીના રોગ વિશે વધારે ખબર લખ્યા તે જાણ્યા. એઓને થોડા દહાડા બિસ્મથ આપી જોવું જોઈએ. આંતરડાંને એથી શક્તિ મળશે. નહીં તો નકસવામીકાનો ઘણો થોડો ભાગ, (અને) પાણી અને તેમાં બે ટીપાં નાઈટ્રીક એસીડનાં હરરોજ બે વખત આપવાં એ પણ સારો ઈલાજ છે. આપણી નકસની ગોળી બજોરાંની થાય છે માટે તેને અનુકૂળ નહીં આવે. એઓને આપવું હોય તો સાદાની જીણી ભૂકી કરી તેની મગમગ જેવડી ગોળી કરી હરરોજ સાંજસવાર આપવી. પેટ ઉપર કોઇકોઈ વખતે જે જગે દૂખતું હોય ત્યાં અળશીની પોટીસ મૂકાવવી નહીં તો મીઠાને પાણીએ થોડો શેક કરવો. ખાવાને ઘણો સાદો અને નરમ ખોરાક આપવો. જેવો કે કાંજી દૂધ અથવા કાંજી છાસ, કપડાં એટલાં અંગ ઉપર હમેશાં ગરમીમાં પણ રાખવાં કે ચામડી ભીની પરસેવાથી રહે. આનંદમાં રહેવું જોઈએ. કોઈ વખતે માત્ર ૫ કે ૮ દાણા ઇન્દ્રજવનાને જરા કુટી ગરમ પાણીમાં ચાહની પેઠે કરી પાવું, એ પણ આંતરડાંને શકિત આપનારૂં થશે. વખતે નીચે લખેલ (નરમ) કાહાઢા પણ એને માફક આવશે.

કાહાઢો ૧ ખડશલીઓ ૧।। દેવદાર = જેઠીમધ = ઈંદ્રજવ ૦।। ગોખરૂ ૦। વરીઆળી = એનાં ૭ પડીકાં. હરરોજ ૧ ઉનાં પાણીમાં ફાંટ

કરી ટંડું થાય ત્યારે પાવું. કાહાઢો ૨ કડાછાલ ૧।। લોદર ૦।। વરીઆળી = એનો નરમ કાઢો જરા મીઠું અને લીંબુનાં થોડાં ટીપાં નાખી આપવું.

જતીજીને આપણી પાસે તીર્થકલ્પનું પુસ્તક છે તેવું તેઓની પાસે હોય તો પૂછશો. મારી છપાવવાની મરજી છે. જો ઘણી પ્રતિ એકઠી થાય તો. મારી તરફથી એઓને વંદના કહેશો. એઓની પાસે કેવાક પુસ્તક-સંગ્રહ છે તે લખશો. સૂત્રોની નિર્યુકિત, ભાષ્ય વિગેરે કંઈ છે? તે પણ મારી તરફથી પૂછશો, તામ્રપત્ર વગેરે માટે પૂછશો. કચ્છની હીસ્ટરી સાવ અંધેરમાં છે.

લી. ભગવાનલાલ ઇન્દ્રજીના નમસ્કાર.”

ભગવાનલાલની ચિકિત્સાપદ્ધતિ સાથે એનું ચિત્ત રાતદિવસ શેમાં રમતું હતું એ દેખાય માટે ઉપર આખો પત્ર ઉતાર્યો છે.[૬]

---

૬. ભ. ઇ. ના વૈદ્યક સંબંધી બધી વાત પોતાના વનસ્પતિશાસ્ત્રમાં જ. ઇ. એ લખેલા એમના ચરિત્રમાંથી લીધી છે.

## ૮. છેલ્લા દિવસો અને ચરિત્ર

પુરાવિદ્યાના વિદ્વાન તરીકે ભગવાનલાલની મુક્ત કંઠે પ્રશંસા કરવા સાથે બુહ્લર, રેપ્સન, કોડ્રિંગ્ટન વગેરે યુરોપીય વિદ્વાનો મનુષ્ય તરીકે એની ખાસ પ્રશંસા કરે છે. આ રીતે મનુષ્ય તરીકે પ્રશંસાપાત્ર એવું ભગવાનલાલના ચરિત્રમાં શું હતું તે જોઈએ.

ડૉ. ભાઉદાજીના અવસાન પછી ભગવાનલાલની આર્થિક સ્થિતિ સારી નહોતી એ ઉપર કહ્યું જ છે. પછીની સ્થિતિ વિશે વીગતવાર માહિતી મળતી નથી. પણ બુહ્લર કહે છે કે પહેલાં કોઈ વેપારીને ત્યાં હતા પછી ડૉ. બર્જેસે કેટલીક મુદત માટે રોકયા હતા. કેટલી, ક્યાંથી ક્યાંસુધી એ ચોક્કસ નથી. આ. સ. વે. ઈ. નો ચોથો રિપોર્ટ જોતાં ઈ. સ. ૧૮૭૬ થી ૮૧ વચ્ચે હશે એમ લાગે છે.[1] પછી કેમ્પબેલે મુંબઈ ગેઝેટિયરના કામ માટે એ રીતે જ હંગામી રીતે રોકેલા, ઈ. સ. ૧૮૮૧ થી ઈ. સ. ૧૮૮૭–૮૮ સુધીમાં. પણ એય રોકાણો કાયમી નહોતી એમ બુહ્લર કહે છે. વળી એ જ વિદ્વાન કહે છે કે નેપાળના ઉત્કીર્ણ લેખોનું કામ પૂરું થતાં સરકારની જે મૂળ ગ્રાન્ટ રૂ. બે હજારની હતી તેની અર્ધી રકમ એમને મળેલી. આ સિવાય કાઠિયાવાડના રાજાઓ તરફથી તથા શ્રીમંતો તરફથી ઉદાર મદદ મળતી. શ્રીમંતો તરફની મદદમાં ભાટિયાઓએ રૂપિયા દશ હજારનો ફાળો કરીને વાલકેશ્વર ઉપર એક મકાન એમને

---

૧. કવિ કોકિલે "ઈ. સ. ૧૮૭૫ થી પં. ભગવાનલાલ ઇન્દ્રજી ડૉ. બર્જેસ સાથે આર્કિયોલૉજિકલ સર્વેનો રિપોર્ટ તૈયાર કરવામાં જોડાઈ ગયા" (ફા. ગુ. સ. ત્રૈ. પુ. ૪ અં. ૪ પૃ. ૪૮૪) એમ લખ્યું છે. પણ છૂટક છૂટક બદલો આપીને બર્જેસે કામ કરાવ્યું હશે એવું બુહ્લરના કથનથી તો લાગે છે. ભગવાનલાલભાઈ નોકરી નહોતા કરતા એમ જયકૃષ્ણ ઇન્દ્રજી ઇ. સ. ૧૮૭૭ થી ૧૮૮૬ માટે કહે છે. (જુઓ વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ પૃ. ૪૪)

ખરીદી આપ્યું હતું, એ મુખ્ય છે. પણ બીજી પ્રાસંગિક મદદ પણ હશે ખરી. આપણે જાણતા નથી. કાઠિયાવાડના રાજાઓની મદદમાં જૂનાગઢ દરબારે ડૉ. ભાઉદાજી જીવતાં એમને નોકરીમાં રાખેલા એની હકીકત ઉપર આવી ગઈ છે, પણ એ પછી કાંઈ મદદ જૂનાગઢે કે બીજાં રાજ્યે કરી હશે? ન જાને. પણ આ બધી મદદ સરવાળે એમના મોભાને યોગ્ય ખરચને માંડ પહોંચી વળતી. બુહ્લર કહે છે કે મેં એમને માટે સરકારી કાયમી નોકરી મેળવવા પ્રયત્ન કરી જોયો, પણ એમનું અંગ્રેજી જ્ઞાન અપૂરતું અને બીજું પોતાની સ્થિતિ સ્વતંત્ર હોય એવો એમનો આગ્રહ એ બે કારણથી સફળતા ન મળી.[૨] પરિણામે છેલ્લાં વર્ષોમાં જ્યારે પોતે અતિશય નબળા પડી ગયેલા ત્યારે અતિશય આર્થિક મુશ્કેલીમાં હતા. ઈ. સ. ૧૮૮૮ માં એ સ્વમાની પુરુષે બુહ્લરને જે છેલ્લો કાગળ લખેલો તેમાં પોતાની પરિસ્થિતિની ફરિયાદ કરતાં લખેલું કે “ ૪૯ વર્ષની ઉમ્મરે હું મારા ગુજરાન માટે કામ કરવા અશક્ત બની ગયો છું. ” અને જૂનાગઢના દીવાનને અરજી કરી પોતાને પેન્શન કરાવી આપવા બુહ્લરને વિનંતિ કરેલી. બુહ્લર નોંધે છે કે તે પછી એટલા જલદી તેઓ ન મરી ગયા હોત તો આ મદદ મળી પણ હોત.

ભગવાનલાલના છેલ્લા દિવસોમાં જ્યારે આર્થિક સ્થિતિ આવી નબળી હતી ત્યારે શરીરસ્થિતિ પણ, કેટલાક વખતથી, નબળી હતી. ઇ. સ. ૧૮૮૫ ના નવેમ્બરમાં તેઓ લખે છે કે “ મારી તબીઅત દિવસાનુદિવસ બગડતી જાય છે. આજ થોડો તાવ છે. અને અંટ્રેક્ષ્રીસનો રોગ પણ વધારામાં છે.[૩] ” પછી ૧૮૮૬ના ફેબ્રુઆરીના પત્રમાં લખે છે કે “ બે માસથી હું ઘણો આજારી હતો. હાલ ત્રણ રોજથી જરા સારું છે. ” [૪] બીજા એક તારીખ વગરના પત્રમાં લખે છે કે “ મારી તબિઅત હવે

૨. પુરાતત્ત્વના ક્ષેત્રમાં કનિંગહામ અને બર્જેસના સમાનકક્ષાના પોતાને માનનાર ભગવાનલાલ કોઈની નીચે નોકરી કરવામાં હીણપત માનતા હશે ?

૩. જુઓ પત્ર ૧૦ ભગવાનલાલ મેમોરિયલ નંબર.

૪. પત્ર ૧૧ એજન.

ઠીક છે. મોટી મુસાફરીની આ ફેરે ટિકિટ લીધી હતી પણ હાલ તો ગાડી ચાલી ગઈ હવે જ્યારે મળે ત્યારે ખરી." [૫]

છેલ્લાં વર્ષોમાં એક વખત કાઠિયાવાડમાં જૂનાગઢ જવા ઇચ્છતા હતા. ૧૮૮૪ના ડિસેમ્બરના એક કાગળમાં લખે છે કે " કાઠીઆવાડ અવાશે કે નહિ એ કહી શકાતું નથી. મારી મરજી છે કે સ્વદેશને એક વખત સલામ કરી જવી. ઈશ્વરેચ્છા. આવીશ ત્યારે લખીશ " [૬] પણ ૧૮૮૫માં જઈ શકયા હોય એમ લાગતું નથી. પછી ઈ. સ. ૧૮૮૬ નવેમ્બરની ૨૮ મી તારીખે લખે છે કે " મારા ભાઈની તબિયત માટે હરિદત્તનો કાગળ આવ્યો છે. વાંચી ઉદાસી ઘણી રેછે. મારૂં શરીર સારૂં નથી તો પણ જુનેગઢ જવાને ધારૂં છું. પછી જે બને તે ખરૂં." [૭]

ભગવાનલાલના મોટાભાઈ જૂનાગઢમાં સખત બીમાર હશે એમ લાગે છે. પણ પછી શું થયું અને ભગવાનલાલ જૂનાગઢ ગયા કે નહિ એ જાણવામાં નથી.

અવસાન પહેલાં બે મહિનાથી પોતાનો અન્ત હવે પાસે છે એવું ભગવાનલાલને સૂઝી ગયું હતું. " થોડાં અઠવાડિયાં જ હવે બાકી છે " એમ એમણે પોતે રાવબહાદુર ભીમભાઈ કીરપારામ સાથે ઝવેરીલાલ ઇ. સ. ૧૮૮૮ના ફેબ્રુઆરીમાં ભગવાનલાલને જોવા ગયેલા ત્યારે કહ્યું હતું. મિત્રોના મળવા આવવાથી એમને ઠીક લાગતું. વાર્તાલાપમાં એટલો વખત પોતાની પીડાને તેઓ ભૂલી જતા અને એમનું વિષણ્ણ મન જરા પ્રફુલ્લ થતું.

ઝવેરીલાલ લખે છે કે "અમે ગયા ત્યારે તેઓ તકીઆઓને અઢેલીને જૈન તીર્થંકર પેઠે ધ્યાનમુદ્રામાં બેઠા હતા." [૮] તેઓ ખૂબ દૂબળા થઈ

---

૫. પત્ર ૧૫ એજન.

૬. પત્ર ૯ એજન.

૭. પત્ર ૧૨ એજન.

૮. આ શોથરોગમાં દરદીથી ઘણીવાર સૂઇ શકાતું નથી અને બેસી રહેવું પડે છે. શ્વાસ લેવામાં ય મુશ્કેલી પડે છે.

ગયા હતા. એમને શોથ ( ડ્રોપસી ) રોગ થયો હતો. છાતી ઘણી જ વધી ગઈ હતી અને પગે સોજા હતા. તેઓનો શ્વાસ રોકાતો હતો છતાં ક્ષત્રપ-વંશ વિશે પોતાના છેલ્લા વિચારો વિઠ્ઠલજી કેશવજી દવેને[૯] લખાવતા હતા. પંડિતજી ગુજરાતીમાં કહેતા હતા અને વિઠ્ઠલજી અંગ્રેજીમાં લખી લેતા હતા. જે ભાગ લખાઈ ગયો હતો તે દર્શાવીને પં. એ કહ્યું કે "ભારતીય પુરાવિદ્યાને આ મારૂં છેલ્લું અર્પણ છે. ક્ષત્રપ સીક્કાઓ અને લેખોના છવીશ વર્ષના ચાલુ તથા સાવધાન અભ્યાસથી જે વિચારો મેં બાંધ્યા છે તે આમાં ઉતાર્યો છે. આ લખાણને પુરાવિદ્યા તરફનાં મારાં ઋણ તરીકે હું ગણું છું. અને હવે એ લગભગ પૂરૂં થવા આવ્યું છે ત્યારે સાહિત્યપ્રવૃત્તિની જે અનેક યોજનાઓ ઉપર મારૂં ચિત્ત વર્ષોથી ભમતું હતું અને અવકાશ તથા સ્થિરતાથી પ્રવૃત્તિ થાય એટલાની જ મૂર્તરૂપ પામવા માટે જેને જરૂર હતી તે સર્વમાંથી આ એક માટેનું ઋણ હું ચુકવી શકવાની સ્થિતિમાં છું એ જ્ઞાનથી મને ઓછું આશ્વાસન નથી મળતું."

ભગવાનલાલના પોતાના આ શબ્દોના અનુસંધાનમાં કેમ્પબેલના નીચેના શબ્દો વાંચવા જેવા છે. ૨૪મી ફેબ્રુઆરી ( ઈ. સ. ૧૮૮૮ ) ના ભ. ઉપરના પત્રમાં કેમ્પબેલ લખે છે કે "તમારી જિંદગીનો અન્ત પાસે છે એ વિચારથી દિલગીરી થાય છે. આટલાં વર્ષો સુધી ગરીબ દરદીઓને સાજાં કરવાના કાર્યમાં તમે પૈસાનો તથા સમયનો જે વ્યય કર્યો છે તેથી, તમારાં છેલ્લાં લખાણો છપાઇ ગયાં હોત તો એને જોઇને તમને જે આશ્વાસન મળત તે કરતાં વધારે, આશ્વાસન મળશે. તમે કેટલું બધું જાણો છો તે દર્શાવવા આટલું થોડું રહેશે એ જાણીને મને ઘણો ખેદ થાય છે. તમે ગેઝેટિયરને જે મોટી મદદ કરી છે તેના બદલામાં હું આટલી ઓછી મદદ તમને કરી શકયો છું એ જોઇને પણ મને ઘણું દુઃખ થાય છે. હું

૯. છાતી ખૂબ વધેલી એમ લખ્યું છે પણ પેટ પણ વધી ગયું હશે.

૧૦. આ વિઠ્ઠલજી કેશવજી દવે દશ વર્ષ પછી ઈ. સ. ૧૮૯૮માં કચ્છમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હતા.

તમારી વધારે નજીકમાં હોત અથવા ઓછો કામમાં રોકાયેલો હોત તો કાંઈક કરી શકયો હોત. તમારા પરિશ્રમથી ગેઝેટિયરને ફાયદો થતો હતો એ વિચારથી દબાણ કરવું કે રોકી રાખવું એકે ય મારે માટે સહેલું નહોતું."

વળી ઝવેરીલાલને એક પત્રમાં કેમ્પબેલે લખેલું કે "વિદ્યા અને પ્રજ્ઞાની આટલી ઓછી નોંધ પોતાની પાછળ રાખીને ભગવાનલાલ આટલા જલદી ગયા, એ વિચારથી ખેદ થાય છે." અને ઝવેરીલાલ પણ કહે છે કે ઘણી યોજનાઓ પોતાનાં ઐતિહાસિક અન્વેષણોને પ્રકાશિત કરવાની ભગવાનલાલે ઘડી રાખેલી તે એની મનની મનમાં જ રહી ગઈ. અને ભારતીય પુરાવિદ્યાના વિષયમાં જે જ્ઞાન મેળવવા પોતે ભારે પરિશ્રમ કરેલો તે જ્ઞાન પોતાની સાથે નષ્ટ થશે એ ભગવાનલાલ જાણી ગયા હતા. છતાં પોતે થોડું પણ પુરાવિદ્યાનું ઋણ ચૂકવી જાય છે એવું આશ્વાસન લેવાનો પ્રયત્ન ઝવેરીલાલને એમણે કહેલા શબ્દોમાં દેખાય છે.

આગળ ચાલતાં એ જ પત્રમાં કેમ્પબેલ લખે છે કે "પોતે તમને જોવા આવેલા તેની તથા તમારી કીમતી મિલકતની તમે જે સુંદર વ્યવસ્થા કરી છે તેની વાત ભીમભાઈએ મને કરી છે" મિલકતની આ સુંદર વ્યવસ્થાની વીગતો ઝવેરીલાલે આપી છે. એ લખે છે કે હું બીજીવાર ગયો ત્યારે ભગવાનલાલે પહેલું તો પોતે કરેલા વિલમાં મને સાક્ષી કરવાનું કહ્યું. વિલ લખેલું તૈયાર હતું. અને મારા દેખતાં ભગવાનલાલે સહી કરી અને મેં સાક્ષી કરી. ઝવેરીલાલ કહે છે કે (૧) વિલ કરવામાં આવેલી મિલકતની બાબતમાં (૨) જે વ્યક્તિઓ કે સંસ્થાઓને મિલકત આપવાની છે તેની બાબતમાં અને (૩) મિલકતની વ્યવસ્થાની જ નહિ પણ મરણ પછી જે વિધિ કરવાનો તેની પણ સૂચના વિલમાં આપવામાં આવી છે તે બાબતમાં આ વિલ આ દેશના લોકોનાં સાધારણ વિલોથી જુદું પડે છે. અને એ વિશેષતાના કારણથી એમાં "વિદ્વાનને, પુરાવિદ્યાને તથા સમાજશાસ્ત્રીને રસ પડે એવું હોઈને" અહીં (ઝવેરીલાલમાંથી) આખું ઉતાર્યું છે. છવીશ વર્ષના સાહિત્યજીવન દરમિયાન ભગવાનલાલે ભારતના ઘણા ભાગોમાં જ્ઞાન મેળવવા અર્થે ફરીને સિક્કાઓ,

અભિલેખો, હાથપ્રતો અને પુરાતત્ત્વીય નવાઈની વસ્તુઓ વગેરેનો મોટો સંગ્રહ કર્યો હતો. આ અનોખો ભંડાર સર્વકાળ માટે અને પ્રાચ્યવિદ્યામાં રસ લેનાર સર્વ માણુસો માટે ઉપયોગી હતો.

આ ભંડારમાં નેપાળમાંથી આણેલ બૌદ્ધ ગ્રન્થોની હાથપ્રતો હતી, જૈન હાથપ્રતો હતી અને બ્રાહ્મણ ગ્રન્થોની હાથપ્રતો પણ હતી. વળી પશ્ચિમી ક્ષત્રપોના સાતસો સિક્કાઓ હતા, જેમાં કેટલાક સરસ અને અન્યત્ર દુર્લભ નમૂનાના હતા. બીજા આન્ધ્ર રાજાઓના સિક્કાઓ હતા અને કેટલાક અતિ પ્રાચીન અજ્ઞાત પ્રકારના હતા. પછી ઉત્કીર્ણ લેખોના સંગ્રહમાં સૌથી વધારે મહત્ત્વનો લેખ મથુરાનો સિંહધ્વજનો હતો.

ભગવાનલાલનું ઘર ઉપર કહેલી અને બીજી જુદી જુદી જાતની મૂર્તિઓ વગેરે જૂની વસ્તુઓના સંગ્રહસ્થાન ( મ્યુઝિયમ ) જેવું હતું. આ દેશના અને વિશેષતઃ પરદેશના પુરાવિદો મુંબઈ આવે ત્યારે ભગવાનલાલને મળવાની તથા એમનો સંગ્રહ જોવાની ખાસ ધારણા રાખતા. ઈટાલીના વિદ્વાન કાઉન્ટ ગુબરનેટીસે પોતે ભગવાનલાલને મળવા ગયેલા તેનું વર્ણન પોતાના પુસ્તકમાં નીચે પ્રમાણે કર્યું છેઃ [૮૫]

" મલબાર હિલથી અમે વાલકેશ્વર ગયા, જ્યાં એક વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણ જે જૂનાગઢ ( કાઠિયાવાડ ) નો વતની છે તે રહે છે. એ અભિલેખશાસ્ત્ર અને સિક્કાશાસ્ત્રમાં મહાન પ્રમાણ છે એ હું જાણતો હતો. વળી અતિશય નમ્રતા અને નિઃસ્વાર્થતાથી કરેલાં એનાં કાર્યે અંગ્રેજ, જર્મન અને ડચ પ્રાચ્યવિદોને કીમતી મદદ કરી છે એ પણ હું જાણતો હતો......એમણે માયાળુતાથી, હું મુંબઇ પહોંચ્યો કે તરત ડૉ. દ. કુન્હાને મારા ખબર પૂછ્યા હતા. અને હું પણ આ સાચા હિંદી વિદ્વાનને મળવાને આતુર હતો. એના સાદા ઘર તરફ જતાં વાલકેશ્વરનું પુણ્યસ્થાન જોઈને હું ઘણો ખુશી થયો....

---

૮૫. મૂળ ઇટાલી લખાણનું કુ. એમેલીન ડ. કુન્હાનું કરેલું જે અંગ્રેજી ભાષાન્તર ઝવેરીલાલનાં સ્મરણોમાં છાપ્યું છે તેનું આ ગુજરાતી છે.

છેવટ માનનીય ભગવાનલાલના એ નાના સાદા ઘરમાં પેઠો. તેઓ અમારી વાટ જોતા ઉંબરા ઉપર ઊભા હતા અને એનો શુદ્ધ બ્રાહ્મણ જાતિનો જુવાન અને બુદ્ધિશાળી સેવક દાદરા ઉપર સામો આવ્યો હતો. મૂર્તિઓ વગેરે હિંદુ ધર્મની વિચિત્ર વસ્તુઓ જોવાનું મને કુતૂહલ હતું એ જાણીને એમણે મારે માટે ટેબલ ઉપર એક પ્રદર્શન જેવું ગોઠવ્યું હતું. આમાં પવિત્ર માળાઓ, નાની મૂર્તિઓ, નાની દેવમૂર્તિઓ સાથે નાનાં પુસ્તકો વગેરે હતું. નાની દેવમૂર્તિઓએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું. ભગવાનલાલે ખુલાસો કર્યો કે વિશાળકાય મોટી મૂર્તિઓને મુસલમાનો તોડી ફોડી નાખતા હતા એટલે એમાંથી બચવા માટે હિંદુઓએ નાની મૂર્તિઓની અને દેવનાં નાનાં ચિત્રોની પૂજા ચલાવી. એક પ્રાચીન નેપાળી હાથપ્રતનાં તથા કેટલીક સુન્દર શિલ્પકૃતિઓનાં મને વખાણ કરવા દીધા પછી એમણે મને કેટલીક દુર્મિલ વસ્તુઓ મારા મ્યુઝિયમ માટે ભેટ આપી."

જે વસ્તુઓનો 'મ્યુઝિયમ' તરીકે એમના જીવતાં ઉપયોગ થતો તેની વિલથી ભગવાનલાલે નીચે પ્રમાણે વ્યવસ્થા કરી હતી. તેઓએ રા. કરસનદાસ વલ્લભદાસને પોતાના વિલના એક્ઝિક્યુટર નીમ્યા હતા અને એમને પોતાની મિલકત માટે સૂચના કરી હતી કે પોતે બધા હસ્તલિખિત ગ્રન્થોનો સંગ્રહ મુંબઈની રોયલ એશિયાટિક સોસાયટીની લાયબ્રેરીમાં રાખવા માટે આપી જાય છે અને સોસાયટીની વ્યવસ્થાપક કમિટીને વિનંતિ કરે છે કે "પોતાના ગુરૂ અને શેઠ ડા. ભાઉદાજીનાં સંસ્કૃત પુસ્તકો જે કપાટમાં છે તેની બાજુના ખાલી કપાટમાં પોતાનાં પુસ્તકો રાખે અને એ કપાટ ઉપર ડા. ભાઉદાજીના શિષ્ય ભગવાનલાલ ઇન્દ્રજીનો સંગ્રહ એ રીતે લખાવે." પછી પોતાના સિક્કાઓનો સંગ્રહ બ્રિટિશ મ્યુઝિયમને ભેટ આપે છે, જ્યાં પોતાના નામ સાથે જુદા સ્થાનમાં એ સંગ્રહને રાખવાની વિનંતિ કરે છે. પછી "જે તામ્રપત્રો અને શિલાલેખો પોતાની માલેકીનાં નથી તે મૂળ ધણીને પાછાં આપી દેવાં અને પહોંચ લેવાની સંભાળ રાખવી. જ્યારે બાકીના લેખો જે મારા પોતાના છે તે હું બ્રીટીશ મ્યુઝી-

અમને ભેટ આપું છું.[૮૬] માત્ર એટલી શરત કે એ બધા જુદા સ્થાનમાં રાખવા અને તેની મ્યુઝીઅમના ચોપડાઓમાં યોગ્ય નોંધ રાખવી."

પછી સિંહધ્વજ અભિલેખ માટે પંડિતજીએ ખાસ સૂચના કરી છે કે "લેખોના મારા આ સંગ્રહમાં એક સિંહાકૃતિવાળો ધ્વજસ્તમ્ભ છે. જેના ઉપર એ ક્ટ્રોપાલી લિપિમાં લેખો કોતરેલા છે. મારું આ દાન અમૂલ્ય છે. અને આ સ્તમ્ભને લાકડાની અથવા પથ્થરની ઉત્તમ અને સુંદર પીઠિકા ઉપર નીચેના અભિલેખને જરા ય નુકસાન ન થાય એ રીતે રાખવાની બ્રિટીશ મ્યુઝીઅમના ક્યુરેટરને વિનતિ કરવી. અને હું જેને અતિશય કીમતી વારસો ગણું છું એ સંબંધી મારી આ વિનતિ ખુશીથી સ્વીકારાશે એવી હું આશા રાખું છું.[૮૭] એ જ રીતે લેખોની હાથે લીધેલી મારી નકલો અને રબીંગ

---

૮૬. આ ભેટ અપાયેલા અભિલેખોમાંના ઘણા ત્યાંસુધી ક્યાંય છપાયા નહોતા, પછી કેટલાક છપાયા છે.

૮૭. સિંહધ્વજવાળા સ્તંભના પં. જીએ પોતે લીધેલા ફોટોગ્રાફો, પંડિતજીનાં હસ્તલિખિત પુસ્તકો, સિંહધ્વજના અભિલેખની પ્રતિકૃતિ, તથા એ સંબંધી પંડિતનું લખાણ વગેરે બધું પં ભગવાનલાલના મરણ પછી મુંબઈની રૉ. એ. સો.માં મળેલી શોકસભામાં પ્રદર્શન તરીકે ઝવેરીલાલે રાખ્યું હતું. જ્યારે સિંહસ્તમ્ભ યુનિવર્સિટીની લાઈબ્રેરીમાં પડયો હતો. ડૉ. પીટર્સન પંડિત તરફથી બ્રિટિશ મ્યુઝિયમને મળેલી આ ભેટો લંડન મોકલવાની તજવીજ કરતા હતા. ક્ષત્રપના સિક્કાઓવાળું તથા સિંહધ્વજના અભિલેખ ઉપરનું પં. જીનાં એ બે લખાણો ભગવાનલાલના મરણથી રખડી ન જાય અને યોગ્ય રીતે પ્રકટ થાય એ જોવા ડૉ. કોડ્રિંગ્ટન અને ઝવેરીલાલ જેવા પંડિતજીના મિત્રો બહુ આતુર હતા. અને ભગવાનલાલનું બધું દાન લંડન પહોંચ્યા પછી પહેલાને પ્રો. રેપ્સને તથા બીજાને ડૉ. બુહ્‌લરે રૉ. એ. સો.ના જર્નલમાં યોગ્ય રીતે સંપાદન કરી પ્રકટ કર્યાં. (જુઓ પૃ. ૭૫ તથા ૭૬) સિંહધ્વજ ઉપર કુલ ૧૮ અભિલેખો છે અને પ્રાણીઓના શરીર ઉપર એ અભિલેખોને એવી રીતે આડાઅવળા કોતર્યાં છે કે એને સરખા ગોઠવીને વાંચનાર પં. ભગવાનલાલની કલ્પના શક્તિનાં, એ લખાણનું સંપાદન કરતાં, બુહ્‌લરે જે વખાણ કર્યાં છે તે યોગ્ય જ છે.

શ્રી. ઉમાશંકર જોષીએ (બુદ્ધિપ્રકાશ, વર્ષ ૮૭, અંક પૃ. ૨૬ની ટીપ) નોંધ્યું છે તેમ આ: ખજાનો "અહીં હોત તો કેવો સચવાત?" એયે પ્રશ્ન છે. અહીં નેટિવ જનરલ લાઇબ્રેરી પાસે જે પુસ્તકો હતાં તેનો પત્તો નથી.

બધું બ્રીટીશ મ્યુઝીઅમને આપું છું. વળી મારી તાંબાની, પિત્તળની તથા પથ્થરની મૂર્તિઓ, કોતરકામવાળી વસ્તુઓ અને પુરાતત્ત્વીય નવાઈની ચીજો પણ મારી બીજી ભેટો સાથે રાખવા માટે બ્રીટીશ મ્યુઝીઅમને આપું છું."

વળી પુરાતત્ત્વવિષયક છપાયેલાં કીમતી પુસ્તકો જેમાં હતાં એવો પોતાનો પુસ્તકસંગ્રહ મુંબઈ નેટિવ જનરલ લાઇબ્રેરીને ભેટ આપવાની એમણે સૂચના કરી છે.

ભગવાનલાલે આ રીતે પોતાનો કીમતી ખજાનો બ્રિટિશ મ્યુઝિયમને આપ્યો એ આજની દૃષ્ટિએ ટીકાપાત્ર ગણાય. દેશનું ધન દેશમાં જ રહેવું જોઈએ. પરંતુ જે જમાનામાં ભગવાનલાલે આ ભંડાર પરદેશને આપ્યો ત્યારે એ દેશાભિમાનવૃત્તિ વ્યાપક થવાને ઘણીવાર હતી. વળી મુંબઈમાં સારું મ્યુઝિયમ પણ નહોતું. અને આ દેશમાં થશે તેના કરતાં ત્યાં વધારે ઉપયોગ થશે એવું તેઓ માનતા હતા એમ સાંભળ્યું છે. નીચે નોંધ્યું છે તેમ યુરોપીય મિત્રો સાથેનો વિદ્યાસંબંધ પણ આવું વલણ થવામાં કારણભૂત હોય.

ભગવાનલાલનો વારસો એની પછી લેનાર સંતાન એને નહતું. "મારી શાખાનો મારાથી છેડો આવી જાય છે" એમ તેઓ કહેતા. વાલકેશ્વરમાં એમનું જે ઘર હતું તે કચ્છી ભાટિયાઓને તાબે ઊંચા વર્ણના હિંદુઓને સેનેટોરિયમ તરીકે વાપરવા માટે એમણે આપી દીધું.

આટલું એમની મિલકત માટે; પછી પંડિતજીએ પોતાના શરીરની મરણ પછી કેવી વ્યવસ્થા કરવી અને સગાંસંબંધીઓએ શું કરવું તે વિશે સૂચનાઓ આપી છે. આ પ્રસંગમાં કેટલાકને વિચિત્ર લાગે એવી એક હકીકત નોંધવાની છે કે જીવતાં જ મરણ પછી કરવાની શાસ્ત્રોક્ત ક્રિયાઓ કરી લેવી એ જો કે સામાન્ય નથી પણ બ્રાહ્મણોમાં કોઈક એ રીતે મરણ પાસે જાણી જીવત્ક્રિયા કરે છે. ભગવાનલાલે આ રીતે જીવત્ક્રિયા કરી લીધેલી તેથી એમણે પોતાના વિલમાં પોતાની પાછળ ઉત્તરક્રિયા કરવાની ના લખી છે. "જો પોતે મુંબઈની બહાર મરણ પામે તો પોતાના તે સ્થળના બ્રાહ્મણમિત્રો પોતાના શરીરને બાળે, પણ જો મુંબઈમાં મરણ

થાય તો પોતે જ તીર્થસ્થાનમાંથી આણેલી માટીથી લીંપેલી જમીન ઉપર જ્યારે મરણને વાર નથી એમ લાગે ત્યારે એમના શરીરને પથારીમાંથી ઊંચકી સુવારવું. અને આખા શરીર ઉપર મોઢા સુધી પોતે બતાવેલું પવિત્ર કપડું ઓઢાડી દેવું અને કાનમાં ઈશ્વરનું નામ ઉચ્ચારવું. જ્યારે પ્રાણ છૂટવા લાગ્યો છે એમ દેખાય ત્યારે પોતે જ આણેલું ગંગાજળ શરીર ઉપર છાંટવું અને મોઢામાં પણ ગંગાજળનાં ટીપાં નાખવાં." "મારા સંબંધીઓ અથવા મિત્રોએ મારાં શરીરને શ્મશાને રામનામ લેતાં લેતાં લઈ જવું પણ કોઈએ રોવું નહિ-પોતાની જ્ઞાતિનાં કોઈ પુરુષે કે સ્ત્રીએ બીલકુલ રોવું નહિ. સ્ત્રીઓએ તો હાજર જ ન રહેવું. બધું પૂરું થઈ જાય ત્યારે શ્મશાને ગયેલા લોકોએ પોતાને ઘેર આવી ઠીક પડે તો જરા બેસી પોતપોતાને ઘેર જવું. પોતાના મરણના ખબર જૂનેગઢ લખવા અને લખવું કે પુરુષો કોઈ રૂવે નહિ અને સ્ત્રીઓ છાતી કૂટે નહિ."

"જે શરીર પછી તો પરતંત્ર શબ છે તેના પહેલાંના માલેકની ઇચ્છાની વિરૂદ્ધ વર્તન કરવું એ કેવું પાપ છે એનો વિચાર કરવાની મારા મિત્રોને તથા સગાંઓને હું અત્યંત નમ્રતાથી વિનતિ કરૂં છું."[૮૮]

આવું વિચિત્ર વિલ કરનાર ભગવાનલાલની રહેણી અતિશય સાદી હતી. પાઘડી એ વખતના પ્રશ્નોરા બ્રાહ્મણો બાંધતા તે તરેહની તેઓ પણ બાંધતા.[૮૯] પાસાબંધી અંગરખું ઝીણી કસોવાળું અને ધોતી પછેડીનો

૮૮. ઝવેરીલાલે વિલમાં સાક્ષી કરી તે દિવસે જોયેલી તબિયતમાં દિવસે દિવસે બગાડો થતો ગયો અને છેવટ ઈ. સ. ૧૮૮૮ના માર્ચની ૧૬મીએ ભગવાનલાલનો દેહ પડી ગયો. અને ઝવેરીલાલ કહે છે કે એમણે કરેલી સૂચનાઓ બરાબર પાળવામાં આવી હતી.

૮૯. પ્રશ્નોરા બ્રાહ્મણોની આ પાઘડીનો ઘાટ ભગવાનલાલના ફોટોગ્રાફમાં દેખાય છે. એમના સમકાલીન પ્રશ્નોરાઓમાંથી જામનગરના ઝંડુ ભટ્ટજી વગેરે વૈદ્યોએ જામશાહી ઊભી પાઘડી સ્વીકારેલી પણ બીજા પ્રશ્નોરાઓમાં હજી એનો જ પ્રચાર હતો. મુંબઈના સદ્દગત વિ. પ્ર. વૈદ્ય એ જાતની પાઘડી છેવટ સુધી બાંધતા. આ પ્રશ્નોરા પાઘડી કાશ્મીરના પંડિતોની પાઘડીને મળતી છે એમ સાંભળ્યું છે.

પોશાક તેઓ પહેરતા. જયકૃષ્ણભાઈ લખે છે કે યુનિવર્સિટીના કોન્વો-કેશનમાં કે તેવે બીજે મોટે પ્રસંગે સ્ટોકિંગ પહેરવાં પડતાં ત્યારે તેઓ જરા કંટાળતા અને ઘણીવાર કહેતા કે આ પરાણે કોથળિયો પહેરવી પડે છે.

ભોજનાદિના આચારમાં પણ ભગવાનલાલ પ્રશ્નોરા બ્રાહ્મણ હતા. પ્રશ્નોરા સિવાય કોઈની રસોઈ પહેલાં તો ખાતા નહિ. જયકૃષ્ણભાઈ પાસેથી સાંભળ્યું હતું કે મુસાફરીમાં જોઇએ ત્યારે દૂધનું ભાતું તૈયાર કરી લેતા. મતલબ કે ભગવાનલાલભાઈ અને જયકૃષ્ણભાઈ એક બીજાનું ખાતા નહિ. ૧૮૬૨માં પહેલી વાર અજન્તા ગયા ત્યારે પોતે જાતે જ રસોઈ કરી લેતા.[૯૦] પછી અમુક વખત સુધી ઘણું કરી ઈ. સ. ૧૮૭૭ થી ૮૦–૮૨ સુધી ઉમિયાશંકર જે એમનાં પત્નીના કાકાના દીકરા ભાઈના પુત્ર થાય તે રસોયા તરીકે રહ્યા હતા એમ જયકૃષ્ણભાઈના કહેવાથી જણાય છે. પછી પ્રભાશંકર જે પત્નીના બીજા કાકાના દીકરા ભાઈ થાય તે રસોયા તરીકે હતા. પણ એ પ્રભાશંકરનો રસોયા તરીકે ત્રાસ ઘણો હતો. ગિ. શા. ઉપરના તા. ૪–૧૨–૧૮૮૪ના પત્રમાં ભગવાનલાલ લખે છે કે "મારી પાસે પ્રભાશંકર નથી. પ્રશ્નોરા બ્રાહ્મણથી નોકરી થાય નહિ. તેમાં એ ઠીક હતો પણ તેનાં નસીબ નબળાં તેથી ટક્યો નહિ. હું તો હવે કાંઈ ગયો હતો. મેં રાજાઓ કે ઉપરી અથવા વડીલોનો પણ મિજાજ સાચવ્યો નથી અને એક રસોયા જેવા હલકા માણસનો મિજાજ ઉપાડવો એ મારાથી બની શકે તેમ નથી. તેમ મારાથી રસોઈ થઈ શકે નહિ ને તેની શરીર રહે ત્યાંસુધી જરૂર પણ ખરી. તેમ હું તો કપડાં પહેરેલો સંન્યાસી છું. એથી મને મારાં સમાં અને આખું જગત સરખું પ્રિય છે. એથી સિદ્ધ-પુરસ્થ ઔદીચ્ય પાકગૃહમાં રાખેલો છે. ને હું માનું છું કે જે એટલા દી

૯૦. જુઓ અજન્તાની ફા. ગુ. સભા પાસે જળવાઇ રહેલી નોંધપોથી. અને ભગવાનલાલ નંબર પત્ર ૯.

૯૧. જુઓ વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ પૃ. ૧૯.

કંટાળો હતો, તે મારો હવે નિવૃત્ત થયો. મારા મિત્રો જે મારે ઘેર આવતા તેને ભેંસનું ખાણું ખવરાવવું પડતું હતું તેઓ હવે પ્રસન્ન થયા છે."

ભગવાનલાલના સ્વભાવનાં અમુક લક્ષણોનો સ્પષ્ટ સૂચક હોવાથી ઉપલો પત્ર આખો ઉતાર્યો છે. એથી દેખાય છે તેમ ઇ. સ. ૧૮૮૪ થી એમણે પ્રશ્નોરા સિવાયના બીજા (ઔદીચ્ય) બ્રાહ્મણની રસોઈ ખાવાનું શરૂ કર્યું. અને તે પણ પોતે હવે સંન્યાસી છે એમ મનથી માનીને. આ કાગળમાં પ્રશ્નોરા બ્રાહ્મણના સ્વભાવમાં રહેલા અમુક દોષ ઉપર જેમ કટાક્ષ છે તેમ બીજા એક કાગળમાં પ્રશ્નોરા ઉપર જુદી જાતનો પણ કટાક્ષ છે. ૧૮૮૬ના ફેબ્રુઆરીની ૩જીના ગિ. શા. ઉપરના કાગળમાં લખે છે કે[૯૨] "મેં તમોને આગળ શિકા બાબત કાગળ લખ્યો છે તેનો અર્થ તમે પ્રશ્નોરાશાઈ સમજ્યા છો એ દીલગીરીની વાત છે. પાછો તે કાગળ જીવ ઠેકાણે હોય ત્યારે વાંચજો. તેમાં માત્ર આપણે મહેનત કરીએ છીએ અને પૈસા ખરચીએ છીએ તો પણ કાંઈ નવું નીકળતું નથી. એ બાબત ઉપર કંટાળાની વાત લખી છે એ તમને ને મને બંનેને સામાન્ય છે."[૯૩]

પ્રશ્નોરા જ્ઞાતિના અમુક દોષો ઉપર રોષ, પ્રશ્નોરા સિવાય બીજા બ્રાહ્મણનું જમવાનો સુધારો, મરણ વખતે રોવાકૂટવાનો નિષેધ અને મરણ પછી પહેલાં કરેલી હોવાથી ઉત્તરક્રિયાનો નિષેધ વગેરે કારણોથી ભગવાનલાલનો સ્વભાવ પ્રશ્નોરાઓમાં તીખો ગણાતો હશે.[૯૪] બાકી કવિ નર્મદાશંકર અને કરસનદાસના જમાનામાં આવો સુધારો કરનાર ભગવાનલાલ સમાજસુધારાના ખાસ આગ્રહી ન ગણાય; છતાં એ વિષયમાં ભગવાનલાલની દૃષ્ટિ કેવી હતી એ એમના વિલ ઉપરથી દેખાય છે. વળી જો

૯૨. ભગવાનલાલ નંબર પત્ર ૧૧.

૯૩. આ ગિરિજાશંકર શામળજીએ ભાવનગરની નોકરી છોડી અમરેલીમાં સ્વતંત્ર વૈદ્યની દુકાન કરવાનો વિચાર કર્યો તે ભૂલ કરી છે એમ ઉપલા પત્રમાં ભગવાનલાલે આગળ ચાલતાં લખ્યું છે. પણ સુભાગ્યે આજે પણ એ ગિ. શા.ના પુત્રો અમરેલીમાં વૈદ્યકનો ધંધો સફળતાથી કરે છે.

૯૪. સદ્ગત વિશ્વનાથ પ્ર. વૈદ્ય પાસેથી પ્રશ્નોરાઓમાં ભગવાનલાલ તીખા મિજાજના ગણાતા એમ સાંભળ્યું હતું.

તબિયત સારી હોત તો ૧૮૮૭ની વિયેનાની ઓરિન્યેટલ કૉંગ્રેસમાં રા. ગો. ભાંડારકર ગયા તેમ એ પણ ગયા હોત.

બાહ્ય આચારને છોડીને આભ્યન્તર ધાર્મિક વૃત્તિનો વિચાર કરીએ તો ભગવાનલાલ ઊંડી ધાર્મિક વૃત્તિવાળા હતા એમ કહેવું પડશે. જ. ઈ. લખે છે કે બાર મહિનામાં નૃસિંહજયન્તી (વૈશાખ સુદ ૧૪)નો દિવસ તેઓ વ્રત તરીકે પાળતા. પોતાનો શાલિગ્રામજીનો બંટો એક ઓરડામાં રાખી તેની પૂજા કરતા અને તે ઓરડી બંધ કરી અંદર એકાગ્ર ચિત્તથી ધ્યાનમાં બેસતા.[૯૫] પેન્સિલ ને કાગળ તે ઓરડીમાં રાખવામાં આવતાં. પોતાને કાંઈ જરૂર હોય તો ચિઠ્ઠી લખી દરવાજા બહાર રાખી દેતા. કોઈની સાથે બોલતા નહિ. રાત્રિનું જાગરણ કરતા. તે દિવસ થોડાં તકમરિયાં દૂધમાં પલાળીને માત્ર પીતા. વળતે દહાડે સવારમાં ચાર વાગ્યે ટાઢે પાણીએ સ્નાન કરી પૂજા પૂર્ણ કરી પછી બહાર આવતા અને તે દિવસ ઉત્સવ તરીકે પાળતા

એ આખો દિવસ મનને ઈશ્વરમાં જોડી રાખવાનો ભગવાનલાલ પ્રયત્ન કરતા હશે. એમની સચવાઈ રહેલી એક નોંધપોથીમાં વિ. સં. ૧૯૪૧ તથા ૧૯૪૨ ના વૈશાખ શુકલ ૧૪ની તારીખે વાલકેશ્વરમાં ઈશ્વર-સ્તુતિના પોતે રચેલા શ્લોકો લખેલા મળે છે. ભગવાનલાલની સંસ્કૃત ભાષાની કોઈ રચના હજી સુધી પ્રસિદ્ધ થઈ નથી એટલે આ સ્તુતિશ્લોકો એમની ઈશ્વર તરફની વૃત્તિના નિદર્શક તરીકે નીચે ઉતાર્યા છે:

**किं याचनं भगवतो भवतस्त्रिलोकी-**
**नाथान्न मेस्ति परमेश विशेषबुद्धिः ।**
**दत्तं त्वया बहुतरं मनसाप्यवाप्यं**
**जिह्रेमि मार्गयितुमज्ञमिव प्रकामम् ॥**
**अमिता तव संसृष्टिर्मितज्ञानं मनो मम ।**
**किं याचनं दयासिन्धो यद्युक्तं तद्विधेहि मे ॥**

---

૯૫. એ વખતે ઘણા પ્રશ્નોરાઓ શાલિગ્રામજીનો બંટો (મોટી ડાબલી પૂજા માટે) રાખતાં એમ જોયું હતું. ભગવાનલાલ શાલિગ્રામની પૂજા તો સામાન્ય ધોરણ પ્રમાણે હમેશાં કરતા હશે.

मा भूयाद् धैर्यहानिर्मे त्वत्तो दूरं च मानसम् ।
सुखं वा यदि वा दुःखं यद्युक्तं तद्विधेहि मे ॥
दयासागरं दीनबन्धुं समर्थं
प्रपन्नोऽस्म्यहं शैशवात्त्वां शरण्यम् ।
ममेति प्रपाल्यः किमत्र ब्रुवे हं
हितं चाहितं मे कुतस्तन्न जाने ॥
स्वल्पमप्यधिकं भाति भीरोर्मे हृदये भयम् ।
दर्शनीयो दयासिन्धो पूर्वं पन्था व्यतीतभीः ॥
जानासि सर्वं सर्वज्ञ दुःखं यन्मे हृदि स्थितम् ।
विवृतौ किं फलं देव यद्युक्तं तद्विधेहि मे ॥

સંવત્ ૧૯૩૭માં નીચેના શ્લોકો રચ્યા છેઃ

अवितृप्तान्तः शरणं तेऽहं कृपानिधे प्राप्तः ।
शामय तृष्णातापं करुणाघन घनप्रवर्षणतः ॥
बहुविधतापैस्तप्तः तृष्णाशोषैर्गलग्रस्तः ।
करुणाम्बुनिधिं यातः कुरु प्रभो त्वं यथायुक्तम् ॥
क्रीडनकानां बहुतां दृष्ट्वा किमतो लभेयमिति च शिशुः।
मुह्यति, तद्वदहमपि जातः सर्वस्वदं प्राप्य ॥
तस्मात्प्रणम्य शिरसा याचे किमहं कृपैकनिधेः ।
यद्युक्तं तदर्पय कस्माद्धितमिति न मे मतिः ॥

ત્રણેય સ્તુતિમાં મુખ્ય ભાવ એક જ છે. ઈશ્વર બધું જાણે છે. પોતાને શું દુઃખ છે એ ઈશ્વર જાણે છે તેમ જ શેમાં હિત છે એની પોતાને ખબર નથી અને પ્રભુને છે માટે ઈશ્વરને જેમ યોગ્ય લાગે તેમ કરે.

ભગવાનલાલ ઈશ્વરભક્તિમાં નિષ્ઠાવાળા હતા પણ મતાંધ નહોતા. બીજાના ધાર્મિક મતો વિશે વિચાર કરવામાં ઉદાર અને કોઈ પણ જાતના ધાર્મિક આગ્રહ રહિત તટસ્થ વિચાર કરતા. જૈન ધર્મના ઇતિહાસનું

સત્ય એમને તરત બેસી ગયું[૯૬] એનું કારણ આ તટસ્થ વૃત્તિ જ. બુહ્લર પેઠે કોડ્રિંગ્ટન પણ ભગવાનલાલની આ વૃત્તિનો ઉલ્લેખ કરતાં કહે છે કે "અમારે ધર્મ સંબંધી ઘણી વાતો થઈ હતી. અને પોતાની માન્યતાઓ માટે તેઓ સંપૂર્ણ ખુલ્લા દિલથી વાત કરતા." એમના વિલમાં પોતાના મરણ વિશે એમણે જે સૂચનાઓ કરી છે તેમાંથી પણ એ જ વસ્તુ દેખાય છે. મતલબ કે ભગવાનલાલ પરધર્મોની બાબતમાં જ નહિ પણ સ્વધર્મની બાબતમાંયે તટસ્થ સંશોધકની રીતે વિચાર કરી શકતા. બુહ્લર કહે છે તેમ વૈષ્ણવ અને શૈવ ધર્મ ઉપર તેઓ ટીકાઓ કરતા. અને આભડછેટ વિશે દેશના જુદા જુદા ભાગમાં જે પરસ્પર વિરુદ્ધ અને બુદ્ધિને અગમ્ય રૂઢિઓ પ્રચલિત છે તેની એમણે માર્મિક દાખલાઓવાળી નોંધ કરી હતી.[૯૭]

આ રીતે બુદ્ધિથી તટસ્થ વિચારક હોવા છતાં હૃદયથી ઈશ્વરાભિમુખ હતા એ ઉપલા શ્લોકમાં દેખાય છે અને પીટર્સનને મરણથી બે દિવસ પહેલાં તેમણે કહેલું[૯૮]: "હું ઈશ્વર પાસે જવામાં તદ્દન ખુશી છું."

**નિર્લોભતા**—ભગવાનલાલની આર્થિક સ્થિતિ કેવી હતી એ ઉપર જોયું છે. પણ એવી સ્થિતિમાં ય એમણે ધનને કદી પણ પોતાનું લક્ષ્ય બનાવ્યું નહોતું. જયકૃષ્ણ ઇન્દ્રજી લખે છે કે "લખનાર જ્યારે પંડિતજી પાસે ઝાડપાનના નમુના લાવી દેખાડતો ત્યારે મુંબઈવાળા રતનજી મુળજી જે. પી. આદિ શેઠીઆઓ વિનોદમાં કહેતા કે 'ભા, ઝાડપાન ચુંથે મેં કુરો વરંધો? ખીસેમેં હાથ વીંઝોતા ત પટમેં વીંજીપયતો.' આ સાંભળી ભગવાનલાલભાઈ લખનાર સામું જોઈ હસીને કહેતા કે 'જે

૯૬. જુઓ ઉપર પૃ. ૮૨, ૮૩

૯૭. મને આ નોંધ વાંચ્યાનું સ્મરણ છે પણ અત્યારે હું એનો પત્તો લગાડી શકયો નથી. બાકી એ જ વિચારસરણિ માટે જુઓ પૃ. ૫૧, ૫૨

૯૮. પીટર્સનનાં સ્મરણો.

અભ્યાસ કરવો તેની પાછળ મંડ્યા જ રહેવું, પૈસાની દરકાર રાખવી નહિ, પૈસા તો નહિ મળે પણ ભાઈ ભાઈ તો કહેવાશો.'[૯૯]

ભગવાનલાલનાં છેલ્લાં વર્ષોમાં, વર્ષો સુધી એમની ખૂબ નિકટમાં રહેનાર જયકૃષ્ણને કહેલા ઉપલા શબ્દો ઘણા સૂચક છે. જયકૃષ્ણ પોતાની પેઠે વિદ્યાના ઉપાસક થાય એવું ભગવાનલાલ ઇચ્છતા. પોતાની પાછળ પોતાની વિદ્યાની પરંપરા ચલાવે એવું કોઈ ગુજરાતમાં નથી એ એમના ધ્યાનમાં આવી ગયેલું. જયકૃષ્ણ ઇન્દ્રજીને પ્રાચીન મૂળાક્ષરોનો પરિચય, પ્રતિકૃતિ લેવાની કળા વગેરે તો શીખવી દીધેલું. અને પુરાતત્ત્વમાં પ્રગતિ કરવા માટે સંસ્કૃતનું જ્ઞાન જરૂરનું છે એવું જાણીને "કુમારસંભવ"થી સંસ્કૃત શીખવવાની પણ શરૂઆત કરેલી. "તમે વનસ્પતિશાસ્ત્ર સાથે ભેગુંભેગું આ બધું [ પુરાતત્ત્વ ] પણ શીખતા જાવ. મારા પછી આ વિશે તમને બધા પૂછશે." એમ ભગવાનલાલ જયકૃષ્ણને વારંવાર કહેતા.[૧૦૦] જયકૃષ્ણ વિદ્યોપાસક થશે પણ વનસ્પતિશાસ્ત્રના, પુરાવિદ્યાના નહિ અને પોતાની આ વિદ્યા–શાખા પણ પોતાની સાથે પૂરી થશે[૧૦૧] એ વસ્તુ એમને જીવતાં જ સમજાઈ ગઈ લાગે છે.[૧૦૨]

મુશ્કેલીઓ વેઠીને જ્ઞાન માટે જ જ્ઞાન મેળવવાનો ભગવાનલાલનો પ્રયાસ હતો. એમાંથી અન્તે કાંઈ લાભ થશે કે નહિ એ તેઓ નહોતા જોતા એમ ઝવેરીલાલ કહે છે અને કોડ્રિંગ્ટન સ્પષ્ટ કરે છે કે "એને

૯૯. ઝાડપાન ચૂંથવામાં શું વળે ? ખીસામાં હાથ નાખો તો જમીને પડે છે. મતલબ કે ખીસાં ખાલી છે. વનસ્પતિશાસ્ત્રમાં ભ. ઈ.નું ચરિત્ર.

૧૦૦. વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ પૃ. ૩૦

૧૦૧. ઝવેરીલાલનાં સ્મરણો.

૧૦૨. ભગવાનલાલ પછી ગુજરાતમાં એનો સંપ્રદાય કેમ ન ચાલ્યો એની થોડી ચર્ચા શ્રી. બ. ક. ઠાકોરે ૧૯૨૦ ની અમદાવાદની સાહિત્ય પરિષદમાં ઇતિહાસ વિભાગના પ્રમુખ તરીકે આપેલા ભાષણમાં કરી છે. ( જુઓ ઇતિહાસ દિગ્દર્શન પૃ. ૫–૬. )

પૈસાની કે મોજશોખની કશી તૃષ્ણા નહોતી. હું જાણું છું કે સારો પૈસો જેમાંથી મળ્યો હોત એવી જગા મળતી હતી પણ તેણે લીધી નહિ.[૧૦૩] અને જ્યારે જે ઘરમાં હમણાં તેઓ રહે છે એ ઘર એમને આપવામાં આવ્યું. મેં જ્યારે મુંબઈ છોડયું એ અરસામાં તેઓ એ ઘરમાં સ્થિર થતા હતા,—ત્યારે એમને પોતાના શરીરનાં સુખસગવડ માટે ઇચ્છવા જેવું કશું રહ્યું નહોતું એમ તેઓ કહેતા હતા. પછી એમને જે એક જ મોજની તૃષ્ણા રહી હતી તે યુરોપના વિદ્વાનો પોતાના કામની કદર કરે તેનો આનંદ માણવાની હતી.'' અને કદર છેવટ થઈ હતી તે આપણે જોયું.

ભગવાનલાલનો સ્વભાવ નિર્લોભ હોવા ઉપરાંત ઉદાર અને દયાવાળો પણ હતો. કેમ્પબેલે છેલ્લા મંદવાડમાં ભગવાનલાલને લખેલા પત્રમાં[૧૦૪] ગરીબ દરદીઓને સાજાં કરવામાં પૈસાના તથા સમયના એમણે કરેલા વ્યયની વાત લખી છે તેમાંથી દરદીઓને મફત દવાઓ આપવાની ઉદારતા ઉપરાંત દયાળુતા પણ વિવક્ષિત છે. અને કેવી દયાળુતા એમનામાં હતી એ જયકૃષ્ણભાઈએ નોંધેલા નીચેના બે દાખલાઓથી દેખાય છે.

''એક વખત મુંબઈમાં માંડવી બંદર પર કોલેરા ફાટી નીકળતાં સ્વ. પં. જ્યેષ્ઠારામ મુકુંદજીના કુટુંબનાં એક બે માણસો ગુજરી ગયાં અને બીજાં ચાર પાંચ કોલેરાના સપાટામાં આવી ગયાં હતાં, તેઓ ગભરાઇને એકદમ ભગવાનલાલભાઇને ઘેર આવતાં રહ્યાં. તેઓની સઘળી સારવાર ભગવાનલાલભાઇએ પોતાને હાથે કરી હતી અને આખી રાત અજમા

---

૧૦૩. બુહલર પણ ભગવાનલાલની સ્વતંત્રતાની ઇચ્છા સરકારી નોકરી મળવામાં એમને નડેલી હોવાનું કહે છે. (જુઓ ઉપર પૃ. ૬૪) ખરી વાત એ કે તેઓ નિર્લોભ હોવાથી સ્વતંત્ર રહીને, એક પત્રમાં કહે છે તેમ કોઈનો મિજાજ સાચવ્યા વગર, પોતાનો નિર્વાહ કરી શકતા હતા. છેલ્લા મહિનાઓમાં પહેલાં નોંધ્યું છે તેમ બુહલરને પેન્શન માટે લખવું પડયું એ મંદવાડે આણેલી લાચાર સ્થિતિનું પરિણામ છે.

૧૦૪. જુઓ ઉપર પૃ. ૯૬.

અને નીમકની પોટલીનો પેડુ ઉપર શેક વગેરે બીજી દવાદારૂ કરીને તેઓને સારાં કર્યાં હતાં.

બીજો દાખલો—ભગવાનલાલભાઈ પોતે આજારી હોતાં કચ્છ મુંદરા તરફ હવાફેર કરવા વાસ્તે ગયા હતા. ત્યાં લખનારના એક મિત્રે પંડિતજી પાસે એક ઘણી ગરીબ સ્થિતિની નિરાધાર ડોસીના ગુડામાં અત્યંત દરદ થવાની હકીકત જાહેર કરી, અને જો બની શકે તો તે ડોશીને જોઈ તેને દવા આપવાનું કહ્યું. હકીકત ઉપરથી ભગવાનલાલભાઈ સમજી ગયા અને એક દવાની પેટી લઈ તેઓ વેલમાં બેસી, ગામમાં જઇ, તે ડોશીને પગે પટ્ટી લગાડી ત્યાં અર્ધો કલાક બેઠા અને ડોશીને જ્યારે થોડો આરામ જણાયો ત્યારે ત્યાંથી ગયા. પણ ઉતારે જઈને તેડી જનાર લખનારના મિત્રને કહ્યું કે "જોકે મારી આવી માંદગીમાં ગાડે બેસી ગામમાં આવવા-જવામાં મને ઘણી હરકત થઇ અને મારી કમરમાં બહુ પીડા થાય છે. તોપણ પેલી ડોશીને દવાની પટ્ટીથી જે દુઃખ ઓછું થયું એ વિચારથી હું મારું દુઃખ ભૂલી જાઉં છું."[૧૦૫]

ઝવેરીલાલ કહે છે કે આ સાદા દેખાતા માણસમાં કોઇ ભાગ્યે જ ધારે એવા બુદ્ધિના અને હૃદયના ઊંચા ગુણો હતા. અખંડ ઉદ્યોગ, અસાધારણ ઉત્સાહ, સાહસ, ખંત, સૂક્ષ્મ ગ્રહણશક્તિ, તીક્ષ્ણ બુદ્ધિ, એકાગ્રતા વગેરે ભગવાનલાલના સ્વભાવમાં હોવા સાથે તટસ્થતા અને જેને પ્રતિભા કહી શકાય એવી કલ્પનાશક્તિ[૧૦૬] પણ મોટા પ્રમાણમાં હતાં એમ એમની પ્રવૃત્તિનું અવલોકન કરતાં સ્પષ્ટ દેખાશે. પણ જે ગુણ તરફ મેક્સમૂલર જેવા વિદ્વાને ખાસ આંગળી ચીંધી છે તે એમનું આત્મભાન છે.

નાસીકની ગુફાઓના લેખો ઉપરનું છૂટું છપાવેલું લખાણ ભગવાન-

૧૦૫. આ દાખલાઓ નોંધનાર જયકૃષ્ણ ઇન્દ્રજી પોતે ભગવાનલાલભાઈની દવાથી જ સાજા થયા હતા. (જુઓ વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ પ્ર. ૫ મું)

૧૦૬. "ઇતિહાસકારને મોટામાં મોટી કોઈ બક્ષિસ હોય તો તે કલ્પનાની છે." એ અર્નેસ્ટ સ્કોટનું વચન શ્રી. ઉમાશંકર જોષીએ ઉતારી કલ્પનાશક્તિની કીમત સચોટ રીતે દર્શાવી છે. (બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૭ પૃ. ૨૫)

લાલે મેકસમૂલરને મોકલેલું તેની ઇ. સ. ૧૮૮૩ના નવેમ્બરની ૩૦મીના પત્રથી પહોંચ સ્વીકારતાં એ પ્રાચ્યવિદ્યાપંડિત લખે છે કે "તમે જે ઉત્તમ કાર્ય કરી રહ્યા છો તે માટે હું તમને અભિનંદન આપું છું અને આશા રાખું છું કે તમે એ ચાલુ રાખશો. ડૉ. ભાઉદાજીના અવસાનથી મોટી ખોટ ગઈ છે પણ તમે એનું સ્થાન પૂરવાને તથા એનુ કાર્ય ચાલુ રાખવાને સમર્થ છો. તમે તમારી જાતને સચેત[૧૦૭] વિદ્વાન તરીકે સિદ્ધ કરેલ છે અને મારી નજરમાં ગમે તેટલી વિદ્યા કરતાં એ ગુણ વિશેષ મહત્ત્વનો છે."

આ ગુણને પરિણામે ભગવાનલાલ પોતાના કાર્યમાં ડૉ. કોડ્રિંગ્ટન કહે છે તેમ ચોકસાઈવાળા અને ધીમા હતા. અભિલેખ કે સિક્કાના વાંચનમાં તેઓ કદી પણ એકદમ કૂદી ન પડતા. વળી પોતાને ખાત્રી ન થાય તો લાંબા વખત સુધી અમુક એક જ મુદ્દા ઉપર મહેનત કર્યા કરે પણ કશું બહાર ન પાડે એવો એમનો સ્વભાવ હતો. ડૉ. કોડ્રિંગ્ટન કહે છેઃ "મને યાદ છે કે એક અભિલેખમાં એમને એક નામ મળેલું એ બાકિત્રયન રાજાનું નામ છે એમ તેઓ માનતા હતા એ ઉપર તેઓએ વર્ષો સુધી પ્રયત્ન કર્યા કર્યો એમ એ સંબંધી ઉલ્લેખોવાળાં પુસ્તકો હું આપતો એટલે હું જાણું છું. પણ પોતાના એ વિચારને ટેકો ન મેળવી શકયા, એટલે પોતાનાં લખાણોમાં કયાંય એ વાત નોંધી નથી એમ હું ધારું છું."

આવી જાગૃતિ રાગદ્વેષ અને દુરાગ્રહ રહિત શુદ્ધચિત્તમાં જ હોઈ શકે. કોડ્રિંગ્ટન કહે છે કે ભગવાનલાલ સાચા વિદ્યાભક્ત અને સત્યના ઉગ્ર પ્રેમી હતા બુહ્લર વીગતમાં ઊતરે છે કે[૧૦૮] "માણસો અને વસ્તુઓ ઉપર ટીકા કરવામાં ભગવાનલાલ નિષ્પક્ષપાત અને ન્યાયી હતા. બીજાઓના ગુણોની કદાપિ પણ અદેખાઈ નહોતા કરતા. બીજાઓના કાર્યમાં તથા સ્વભાવમાં જે કાંઈ પ્રશસ્ય હોય તેનો નિઃસંકોચ સ્વીકાર કરતા. તેઓ

---

૧૦૭. મૅકસમૂલરે (Conscientious) શબ્દ વાપર્યો છે, શ્રી. ઉમાશંકર જોષીએ 'પ્રામાણિક હૃદય બુદ્ધિના' એવો એનો ગુજરાતી પર્યાય આપ્યો છે.

૧૦૮. બુહ્લરનાં સ્મરણો.

ખોટા દેશાભિમાનથી પોતાની વિવેકબુદ્ધિને ઢંકાવા દેતા નહિ. સાહિત્ય, ઇતિહાસ કે ભાષા સંબંધી વિચારોમાં મતભેદ ઊઠતાં એમની ચર્ચાઓ હમેશાં સંયમી અને સૌજન્યયુક્ત રહેતી છતાં એક વિચારે એમના ચિત્તમાં જડ ઘાલી પછી એ વિચારને છોડી દેવા એમને સમજાવી શકાય એ મુશ્કેલ, છતાં પોતાની હાર ખુલ્લી રીતે સ્વીકારતા. યવનો (ગ્રીકો) તથા બીજા જે પરદેશીઓના સંસર્ગમાં પોતાના પૂર્વજો આવ્યા તેઓના કેટલીક બાબતમાં આર્યો ઋણી હતા એ કબૂલ કરવામાં જરા ય સંકોચ અનુભવતા નહોતા."

ભગવાનલાલનો સ્વભાવ કવિ નર્મદાશંકર પેઠે મોજીલો નહોતો પણ ગંભીર હતો, છતાં બુહ્લર અને કોડ્રિંગ્ટન કહે છે તેમ તેઓ ખુલ્લા દિલના અને પ્રેમાળ હતા.[૧૦૯]

વળી ભગવાનલાલ શુદ્ધ નિષ્કલંક હૃદયવાળા પુરુષ હતા. પીટર્સન કહે છે: "ભગવાનલાલમાં કોઈ જાતનું કપટ નહોતું" અને એમનું જીવન શુદ્ધ હતું એમ તો કોડ્રિંગ્ટન, પીટર્સન, બુહ્લર બધા કહે છે.

પણ ભગવાનલાલની માનવતા જોવા માટે તો એની મૈત્રી તરફ નજર કરવી જોઈએ. પોતે આપેલી હાથપ્રતોના કબાટ ઉપર "ડૉ. ભાઉ-દાજીના શિષ્ય ભગવાનલાલની ભેટ" એવું લખાવનારમાં ઉગ્ર ગુરુભક્તિ હતી એ ચોક્કસ છે. જોકે બુહ્લર કહે છે તેમ ગુરુમાં રહેલી નબળાઈનું પોતાને પૂરું ભાન હતું. ભગવાનલાલની મિત્રપ્રીતિ પણ ગુરુભક્તિ જેવી જ ઉજ્જવલ હતી.

પુરાવિદ્યાના ક્ષેત્રમાં કાર્ય કરનાર ભગવાનલાલના સમકાલીનોમાં ડૉ. રા. ગો. ભાંડારકર, જસ્ટિસ કા. ત્ર્યં. તેલંગ, રા. સા. વિ. ના. મંડલિક, ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક વગેરે દેશી ગૃહસ્થોમાંથી[૧૧૦] એક ઝવેરી-

---

૧૦૯. કોડ્રિંગ્ટનનો પત્ર ઝવેરીલાલનાં સ્મરણો સાથે.

૧૧૦. ભાંડારકર અને જસ્ટિસ તેલંગને ભગવાનલાલની પહેલેથી—ઘણું કરી ડૉ. ભાઉદાજીના સંબંધથી ઓળખાણ હતી. (જુઓ જ. બો. બ્રં. રૉ. એ. સો. ગ્ર. ૧૨ સોસાયટીના કામકાજનો હેવાલ પૃ. ૨૩) જસ્ટિસ તેલંગે ઇ. સ. ૧૮૭૭માં એક નિબંધ પણ ભગવાનલાલની વતી વાંચ્યો હતો. એજન ગ્રં. ૧૩

લાલને ભગવાનલાલ સાથે ઊંડો સ્નિગ્ધ સંબંધ હોય એમ એનાં સ્મરણો ઉપરથી દેખાય છે. બાકીના મિત્રો યુરોપીય છે. ડૉ. બુહ્લર, ડૉ. કોડ્રિંગ્ટન, પ્રૉ. પીટર્સન, ડૉ. દ. કુન્હા વગેરે સમવયસ્ક, સમાનશીલ અને વિદ્યારસિક સજ્જનો સાથે ભગવાનલાલને મૈત્રીનો મીઠો સંબંધ હતો. ડૉ. કોડ્રિંગ્ટન એ સંબંધ વિશે લખે છે કે "ભગવાનલાલને હું ઘરમાં અને ઘર બહાર ઘણી સારી રીતે ઓળખતો હતો. કોઈ પણ હિંદી ગૃહસ્થ કરતાં એને હું વધારે નિકટતાથી ઓળખતો હતો અને સમાનતાના અને પોતાપણાના ભાવથી એમની સાથે વર્તી શકતો. એમનામાં સાદાઈ અને પ્રામાણિકતા એવાં હતાં કે એની હિંદી તરીકેની લાગણીઓને કે ટેવોને ખૂંચે એવું યુરોપીય કોઈને હું કાંઈક કરી કે કહી બેસીશ એવી મને કદી બીક નહોતી લાગતી. તેમજ તેઓને મારે માટે એવી અસ્વસ્થતા નહોતી રહેતી. હું એમની પાસેથી હિંદુસ્તાનની સર્વ બાબતો—ઇતિહાસ, પ્રાચીન અને અર્વાચીન રૂઢિઓ તથા રીતભાત, કારીગરી અને ઉદ્યોગો, દેશી વૈદ્યક, ધર્મ, જ્ઞાતિઓ અને એ ઉપરાંત જે માટે તેઓ પ્રખ્યાત હતા તે પુરાવિદ્યા એ સર્વ વિશે કાંઈક કાંઈક શીખ્યો છું."[૧૧૧]

---

કામકાજ પૃ. ૪; છતાં ભગવાનલાલે ડૉ. કોડ્રિંગ્ટન અને બુહ્લરની મદદ લેવાનું વિશેષ પસંદ કર્યું એ આશ્ચર્યકારક લાગે છે. રા. સા. મંડલિક વિશે તો ભગવાનલાલ એક નોંધપોથીમાં નોંધે છે કે, "આ જરૂરનું તામ્રપત્ર છે. આની બે નકલ છાપેલ ડા. ભાઉનો સંગ્રહ મંડલીક પાસે છે તેમાં છે, પણ મુને આપતા નથી." વળી રા. ગો. ભાંડારકરને વિયેનામાં જ્યારે પ્રાચ્યવિદોની સભા પ્રાચીન ઋષિસભા જેવી લાગી ત્યારે મંદવાડથી ન આવી શકેલા પણ જેણે નિબંધ મોકલ્યો હતો તે પોતાના દેશી ભાઈ ભગવાનલાલનું સ્મરણ ન થયું એનું ભાઈ ઉમાશંકર જોષી પેઠે મને પણ આશ્ચર્ય લાગે છે. (જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૭ અં. ૧, પૃ. ૨૩) આ ઉપરાંત ભાવનગરના વજેશંકર ગૌરીશંકર ઓઝા, જૂનાગઢના વલ્લભજી હરિદત્ત આચાર્ય અને ભગવાનલાલના સાળા અમરેલીના ગિરિજાશંકર શામળજી પુરાવિદ્યામાં રસ લેતા, તેઓ સાથે ભગવાનલાલ મિત્રતાભર્યો પત્રવ્યવહાર પણ રાખતા. છતાં તેઓ ભગવાનલાલથી દૂર હતા. ભગવાનલાલ તેઓને આ પુરાવિદ્યાને રસ્તે દોરતા હતા.

૧૧૧. કોડ્રિંગ્ટનનો પત્ર.

બુહ્લર પણ કહે છે કે "મેં આ પહેલાં ખાસ પ્રસંગોએ કર્યું છે તેમ ખુશીથી કબૂલ કરું છું કે એની પાસેથી હું ઘણું શીખ્યો છું."[૧૧૨]

ઝવેરીલાલ ઉમેરે છે કે ડૉ. ફ્લીટ અને બર્જેસ ગુફાલેખો કે તામ્રપત્રોના ગૂંચવતા અક્ષરોને ઉકેલવાની બાબતમાં એમને વારંવાર પૂછતા. ખરી રીતે બુહ્લર કહે છે તેમ યુરોપીય સંસ્કૃતજ્ઞો વાલકેશ્વરમાં એને ઘેર જતા અને તેઓને પોતપોતાની શોધખોળમાં સંપૂર્ણ તત્પરતાથી સલાહ અને સહાય આપવામાં આવતાં.

સેસિલ બેન્ડોલ ૧૮૮૪ના ઑક્ટોબરની ૨૨મી એ મુંબઈ ઊતર્યા અને તરત પં. ડૉ. ભગવાનલાલને મળવા અને બને તો નેપાળ સાથે તેડી જવા નહિ તો ત્યાં શું જોવું, શું કરવું, હાથપ્રતાદિ શું લઈ આવવા જેવું ક્યાં છે વગેરે સલાહ લેવા વાલકેશ્વર ગયા હતા. તેઓ લખે છે કે "દૂર ખૂણામાં પડેલા એ નેપાળ દેશના, યુરોપીયોને નડતા પ્રતિબંધો જેને નથી નડ્યા એવા આજ સુધીના એકલા વૈજ્ઞાનિક પ્રવાસી તરીકે આ પ્રતિષ્ઠિત વિદ્વાને પોતે મેળવેલો અસાધારણ અનુભવ જે માયાળુતા અને મિત્રતાની રીતે મારી સેવામાં રજૂ કર્યો એની પ્રશંસા કરવા માટે મારી પાસે પૂરતા શબ્દો નથી. મુંબઈના મારા ટૂંકા નિવાસ દરમિયાન એમની સાથેના અનેક વાર્તાલાપોથી મને જે લાભ મળ્યો તે ઉપરાંત મુંબઈ છોડ્યા પછી અનેક વસ્તુઓ વિશેની કીમતી સૂચનાઓ તથા માહિતીવાળા પત્રોથી મને ઘણો લાભ મળ્યો છે."[૧૧૩]

બુહ્લર અને ભગવાનલાલ તો, બુહ્લર મુંબઈમાં હોય ત્યારે, વારંવાર મળતા, અને ઝવેરીલાલ કહે છે તેમ "પ્રવાસોમાંથી ભગવાનલાલ અનેકવિધ માહિતીનો ભંડાર અને માનવસ્વભાવનું અવલોકન દર્શાવતા હાસ્યરસપૂર્ણ ટુચકાઓ લઈ આવતા હતા."[૧૧૪] મિત્રો મળે ત્યારે ભગવાન-

૧૧૨. બુહ્લરનાં સ્મરણો.
૧૧૩. નેપાલ ઍન્ડ નૉર્ધર્ન ઇન્ડિયા પૃ. ૨
૧૧૪. ઝવેરીલાલનાં સ્મરણો.

લાલ છૂટથી આ સામગ્રીની લહાણી કરતા હશે. બુહ્લર કહે છે કે ઇ. સ. ૧૮૭૬ના ઑગસ્ટ–ઑકટોબરમાં અને ૧૮૭૯ના જુલાઈ–ઑગસ્ટમાં અમે સવારના ૬ થી ૯ સુધી સાથે કામ કરતા. (અલબત્ત ભ.ના લેખો તૈયાર કરવાનું) એ દિવસોને યાદ કરીને બુહ્લર કહે છે કે "જે દિવસોમાં પંડિત આવ્યા છે એમ માણસ આવીને કહે એની હું આતુરતાથી વાટ જોઈ રહેતો. એ આનંદી દિવસોને હું કદી ભૂલીશ નહિ. તીક્ષ્ણ બુદ્ધિ, નિષ્કપટ માયાળુ સ્વભાવ અને વિશાળ જ્ઞાનથી તેઓ મને બહુ પ્રિય લાગતા."

પીટર્સન પણ વારંવાર ભગવાનલાલને મળતા. ખાસ કરીને છેલ્લા મંદવાડમાં વારંવાર તેઓ વાલકેશ્વર જતા. એ વિદ્વાને છેલ્લા મેળાપનું નીચે પ્રમાણે કરુણ વર્ણન કર્યું છે:[૧૧૫] "એમના મરણ પહેલાં બે દિવસે એમ. સેનાર્ટ સાથે ભગવાનલાલની મુલાકાત લેવાનું કરુણ સદ્ભાગ્ય મને સાંપડ્યું. એમ. સેનાર્ટ ભગવાનલાલને ઓળખતા હતા અને તેને પિછાણનાર બીજાઓ પેઠે સેનાર્ટ પણ એના તરફ માન અને સ્નેહની લાગણીથી જોતા હતા. અમારું આવવું અનુકૂળ છે કે નહિ એની અમે પહેલેથી તજવીજ કરી હતી. અને રસ્તામાં જ અમને પંડિતજીએ લખાવેલી આવવા માટે આગ્રહ કરતી ચિઠ્ઠી મળી હતી. તેણે કહ્યું હતું કે 'મારું શરીર વધારે ને વધારે બગડતું જાય છે માટે તરત આવી જવું.' પાછળથી મને કહેવામાં આવેલું કે દાદરા ઉપરથી આવતા પગથિયાના દરેક અવાજ સાથે અશોકના અભિલેખની તાજી શોધ કરનાર પ્રખ્યાત વિદ્વાનના ભણકાર એમને વાગતા હતા. તબિયતની આવી ખરાબ સ્થિતિ હોય એ વખતે જવું અયોગ્ય ગણાય એ જાતની બીક અમને હતી, છતાં અમે એ બીકને ન ગણીને ગયા તેથી હું ધારું છું, એમ. સેનાર્ટ ખુશી થયા હશે. પોતાના મિત્રને આવકાર આપવા જે રીતે ભગવાનલાલે ચેતનને જાગ્રત કર્યું તે ત્યાં હાજર રહેલાઓમાંથી કોઈ ભૂલી શકશે નહિ. છેલ્લી પળને હવે કલાકો જ છે એવું દુ:ખદ ભાન બધાને થયું. પણ એમ. સેનાર્ટને જે બધી વાત

૧૧૫. ૧૮૮૮ના માર્ચની ૨૮ મીએ એકેડેમીમાં પીટર્સને આપેલાં સ્મરણો જે જ. બો. બ્રે. રૉ. એ. સો. ગ્ર. ૧૭ ભા. ૨ પૃ. ૪૩માં પણ ઉતારેલ છે.

કરવાની હતી તે સાંભળતાં એની આંખમાં તેજ આવી ગયું. તેઓ મૂંગા મૂંગા સાંભળતા હતા. પણ જ્યારે પોતાના મિત્ર (સેનાર્ટ) જૂનાગઢ જઈ આવ્યા[૧૧૬] એમ સાંભળ્યું ત્યારે પોતે સાથે ન જઈ શક્યા, એ વિચારથી એના હોઠ ફફડી ઊઠ્યા. 'મારી જન્મભૂમિ. હું ઘણો દિલગીર છું, ઘણો દિલગીર.'

અમે રજા લીધી ત્યારે ભગવાનલાલે મારો હાથ સ્નેહથી દાબ્યો. અમે એક ક્ષણ માટે પણ એમને આનંદ આપી શક્યા એ વિચારથી મને સંતોષ થયો."

એને પોતાને તો મૃત્યુમાં મુક્તિ લાગતી હતી. પણ પીટર્સન કહે છે તેમ એવા સાદા, સાચા અને શુદ્ધ આત્માના જવાથી જગત દરિદ્ર થયું. છતાં એમણે જુદા પડતી વખતે પીટર્સનને કહેલું કે **પુનર્દર્શનાય**. તે પુનર્દર્શન એનો આત્મા આ દેશનાં બાળકોમાં ઊતરીને થાઓ.

---

૧૧૬. સેનાર્ટ અશોકના અભિલેખો જોવા માટે શાહબજગઢી, મન્સેરા અને છેવટ જૂનાગઢ જઈ આવેલા. એમ. સેનાર્ટ ૧૮૮૮ના ૧૪મી માર્ચે ભગવાનલાલને મળવા ગયા હતા અને ૧૫મીએ "અશોકના નવા લેખ" ઉપર જ. બૉ. બ્રૉ. રૉ. સોસાયટી આગળ તેણે નિબંધ વાંચ્યો હતો.

# પરિશિષ્ટ

પં. ભગવાનલાલ ઇન્દ્રજીના મરણ પછી એમની યાદગીરી જાળવી રાખવા માટે કાંઇક કરવું એવી સૂચના શ્રી. રતિરામ દુર્ગારામે "ગુજરાતી" પત્રના તા. ૨૫ માર્ચ ૧૮૮૮ ના અંકમાં કરેલી[1] અને એ જ વર્ષના ૧૮ મી ઓગસ્ટના દિવસે રૉયલ એશિયાટિક સોસાયટીના મકાનમાં જસ્ટિસ સ્કૉટના પ્રમુખપણા નીચે મેસર્સ જે. મેકલીઓડ કૅમ્પબેલ, જે. ગ્રિફિથ્સ, વ્રિજભુખણદાસ આત્મારામ, રઘુનાથ નારણદાસ ખોટે, પિટર પીટર્સન, કરસનદાસ વલ્લભદાસ, પ્રભુરામ જીવણરામ, ત્રિભોવનદાસ મંગળદાસ નથુભાઈ, રતિરામ દુર્ગારામ, વગેરે ગૃહસ્થોની જાહેર સભા મળી હતી,[2] જેમાં સદ્ગત પં. ભગવાનલાલ ઇન્દ્રજીની યોગ્યતા વિશે ભાષણો સાથે એમની યાદગીરી કાયમ રાખવા માટે જાહેર ફંડ એકઠું કરી મુંબઈ યુનિવર્સિટીમાં તેઓ કરતા તે પ્રકારનું કામ ચાલુ રહે માટે એક સ્કૉલરશિપ અથવા ઇનામ સ્થાપવાની દરખાસ્ત પસાર કરવામાં આવી હતી તથા એ માટે ફંડ એકઠું કરવા સારુ એક રાજામહારાજાઓ અને શ્રીમન્ત ગૃહસ્થોની કમિટી નીમવામાં આવી હતી. યુરોપથી બુહલર અને સેનાર્ટ જેવા પંડિતજીના મિત્રોએ આવું જો ફંડ થાય તો તેમાં પોતાનો ફાળો મોકલવા ઇચ્છા દર્શાવેલી.

આ હિલચાલને પરિણામે બહુ મોટું નહિ પણ કાંઈક ફંડ થયું ખરું અને એમાંથી 'ભગવાનલાલ પ્રાઈઝ'ની મુંબઈ યુનિવર્સિટીમાં યોજના થઈ. આ ઇનામ પહેલવહેલું ભગવાનલાલના શિષ્ય રતિરામ દુર્ગારામ દ્વિવેદીએ મેળવ્યું હતું.[2]

---

૧. આ સભાનો પૂરો અહેવાલ ફા. ગુ. સ. ત્રૈમાસિકના પુ. ૧, અં. ૨માં છે.

૨. જુઓ વનસ્પતિશાસ્ત્રમાં ભગવાનલાલ ઇ.નું ચરિત્ર

## પ્રેસમાં છપાએલી ચોપડીઓ હજુર ડેપ્યુટી કલેક્ટર સાહેબની ઓફીસમાં ભરવાનું ફોર્મ (હીંદુસ્તાનની સરકારે ૧૮૬૭ માં પાસ કરેલા સેક્સન નંબર ૧૮ મુજબ.)

| નંબર. | બુકનું નામ. | કઇ ભાષામાં બુક છપાઇ | બુકના કર્તા, તંત્રી, એડીટરનું નામ. | વિષય | ક્યાં છપાઇ તથા ક્યાં પ્રગટ થઇ. | પ્રગટ કર્તા તથા છાપનારની પેઢીનું નામ | કઇ તારીખે પ્રેસમાંથી ગઇ અથવા પ્રગટ થઇ | બુકનાં પાનાં. | સાઇઝ. | આવૃત્તિ | કેટલી નકલો | પ્રિન્ટેડ અથવા લીથો. | જો કીંમતે બુક વેચવાની હોય તે કીંમત. | આખી કોપીનો અગર અમુક ભાગનો હક ધરાવતા શખસનું નામ તથા સરનામું. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| | | | | | | | | | | | | | | |

મેનેજર, શ્રી મહેન્દ્ર મુદ્રણાલય—અમદાવાદ.